રાષ્ટ્રીય ગ્રંથમાળા–મણકો–૨.

# પૂર્વ અને પશ્ચિમ

(જોન ચાઈના મેનના પત્રો.)

૦—૪—૦

# પૂર્વ અને પશ્ચિમ

## ( જોન ચાઈનામેનના પત્રો )

મહાત્મા ગાંધીજીના

"ઇન્ડિયન ઓપિનિયન"માંથી પુનરાવૃત્તિ.

પ્રકાશક,

કલ્યાણજી વિઠ્ઠલભાઇ.

સ્વરાજ્ય આશ્રમ, સુરત.

સંવત ૧૯૭૭. સને ૧૯૨૧.

કિંમત ચાર આના.

# પ્રકાશકના બે બોલ.

કૉપીરાઇટ

દક્ષિણ આફ્રિકામાં મહાત્મા ગાંધીજીના તંત્રીપણા નીચે પ્રગટ થતા "ઇન્ડિયન ઓપિનિયન"માં આ પુસ્તક પ્રથમ છપાયું હતું. અને તે ઉપરથી પુસ્તકરૂપે પણ એજ પત્રની ઑફિસમાંથી બહાર પડયું હતું.

હિંદમાં અત્યારે ચાલી રહેલી સ્વરાજયની મહાન લડતને પ્રસંગે આપણા અને પશ્ચિમના આદર્શો બારિકાઇથી લક્ષમાં રાખવાની જરૂર છે. આ પુસ્તક એ આદર્શો સમજવામાં કીમતી મદદ આપનારૂં છે, એવી માન્યતાથી ફરી છપાવી પ્રકટ કર્યું છે.

સ્વરાજય આશ્રમ,<br>સુરત.<br>ગાંધીજયંતિ, સં. ૧૯૭૭

કલ્યાણજી વિઠ્ઠલભાઇ.

# પ્રસ્તાવના.

'જોન ચાઇનામેનના પત્રો' એવા મથાળાથી પૂર્વ અને પશ્ચિમનો અનુભવ લેનાર એક અંગ્રેજ લેખકે બન્ને સુધારાનો મુકાબલો બતાવનાર કેટલાક નિબંધો લખ્યા છે. તેમાંના થોડાએક નિબંધો વર્તમાનપત્રોમાં છપાયા હતા. અને પાછળથી બધા નિબંધો પુસ્તકરૂપે છપાયા છે. એ નિબંધો એટલી બારીકીથી લખાયા છે અને એવી સરળ છતાં છટાદાર ભાષામાં લખાયા છે કે તે ઉપર અંગ્રેજી પ્રજાનું ધ્યાન બહુ ખેંચાયું અને તે ચોપડીઓ પુષ્કળ ખપી ગઇ. હાલ તે સાતમી વાર છપાઇ ચૂકી છે. આ નિબંધોમાં જે સરખામણી ચીનના અને અંગ્રેજી પ્રજાના સુધારા વિષે કરવામાં આવી છે, અને તેમાં ચીનને વિષે જે ચિતાર લેખકે ચિતર્યો છે તે હિંદુસ્તાનને અને પૂર્વના ઘણાખરા મુલકોને લાગુ પડે છે. અને અંગ્રેજ પ્રજા વિષે જે કહેલું છે તે આખા યુરોપ અથવા તો ગોરા લોકોના બધા મુલકોને લાગુ પડે છે. એટલે તે સરખામણી ખરૂં જોતાં પૂર્વ અને પશ્ચિમ વચ્ચેજ થયેલી છે. લેખક અંગ્રેજ હોવા છતાં તેણે એક ચીનાની કલમમાંજ લખેલું છે, અને ચીના લોકોના ખ્યાલ ચિત્ર હુબેહુબ આપ્યું છે. પશ્ચિમનો સુધારો પૂર્વને રૂચે છે કે નહીં, અને રૂચે તો કેટલે દરજ્જે રૂચશે તેનો વિચાર આ નિબંધો વાંચ્યા પછી વધારે સારી રીતે બાંધી શકાય એવું છે.

# પૂર્વ અને પશ્ચિમ.

## પ્રકરણ ૧ લું.



ચીનની અંદર હાલમાં જે બનાવો બની રહ્યા છે તેથી પૂર્વ અને પશ્ચિમ વચ્ચે મૂળમાંજ જે તફાવત રહેલો છે તે નવા રૂપમાં બહાર તરી આવ્યો છે. જે સ્થિતિ ઉભી થઇ છે તે મુખ્યત્વે એક બીજાની અજ્ઞાનતા અને એક બીજા પ્રત્યેના તિરસ્કારથી પેદા થયેલી છે. આ કમકમાટ ઉપજાવે એવા મામલામાં ઘણા વખત સુધી મેં ચૂપકીદી પકડી રાખી. પણ છેવટ ત્રાસ સહન ન થયો તેથી, તેમજ વળી હું કંઇક ગેરસમજ દૂર કરી શકું એવી આશાથી મારા હોઠ ઉઘાડવા હું લલચાયો. અને અંગ્રેજ પ્રજાને મારા મનમાં દબાઇ રહેલા વિચારો મારે કહેવા એવો મેં ઠરાવ કર્યો. હાલના મામલા વિષે હું કંઇ બોલવા નથી માગતો. પશ્ચિમના સુધારા વિષે અમારા કેવા વિચારો છે, અને શા કારણથી તેના પંજામાંથી બચવા અમે ઇચ્છીએ છીએ એ બતાવી અમારા:લોકો–ચીના લોકો વિષે વાજબી ખ્યાલ રજુ કરવો એજ મારો હેતુ છે. ઇંગ્લંડમાં લાંબો વખત રહેવાથી હું

તમારા રીતરિવાજ વિષે બોલી શકું છું, અને મારા દેશને—ચીન વિષે બોલવાનો હક તો મને છેજ. ચીનો તે હમેશાં ચીનોજ રહેવાનો. પશ્ચિમના સુધારામાં કેટલુંક વખાણવા જેવું છે, છતાં એવું કંઇ પણ હજી હું જોઇ શક્યો નથી કે પૂર્વમાં જન્મ્યો તેટલા સારૂ મને ખેદ થાય. અંગ્રેજોને આ વાત વિચિત્ર લાગે છે. તમે અંગ્રેજો અમને જંગલી ગણીકાઢતાં શીખ્યા છો. અને તેમાં તમારો દોષ નથી, કેમકે અમારામાંના કોઇએ તમારા એકાદ ભાઇનું ખૂન કર્યું હોય ત્યારેજ તમારૂં ધ્યાન અમારા તરફ પૂરેપૂરૂં ખેંચાય છે. આવા છુટા છવાયા બનાવથી તમે માની લ્યો છો કે અમે તો સંગ દીલવાળા ખૂનીઓથીજ ભરેલી પ્રજા છીએ. પણ અમારામાંના કોઇ બંડખોર લોકોનાં કામો ઉપરથી અમારી આખી પ્રજાનો ખ્યાલ તમારે બાંધવો જોઇએ નહીં. અને તેવીજ રીતે અમારી સરકારનાં કામોથી પણ તમારે ચીનની પ્રજાનો તોલ કરવાનો નથી. કેમકે ચીનમાં સરકાર કંઈ પ્રજાની નીમેલી નથી. વળી આવાં કામોને સમજુ ચીનાઓ ગમેતેટલા ધિક્કારતા હોય, છતાં તમે ગોરાઓ જેટલે દરજ્જે તે તરફ ધિક્કાર બતાવો છો તેટલે દરજ્જે તે ધિક્કારવા જોગ નથી. એ કૃત્યો બતાવે છે કે તમારા સુધારા તરફ અમને કેટલો અણગમો અને અણ-ભરોસો છે. તમે એમ માની લ્યો છો કે એવી લાગણી અમારી અજ્ઞાનતા અને દ્વેષીલાપણાની નિશાની છે. પણ હકીકતમાં તેમ નથી. એ લાગણી સમજપૂર્વક બંધાયેલી છે. સમજપૂર્વક કેવી રીતે તે બતાવવા હવે હું પ્રયત્ન કરૂં છું.

અમારો સુધારો જૂનામાં જૂનો છે. તેથી હું એમ કહેવા

નથી માગતો કે તે સારામાં સારો છે. પણ એટલું તો ખરૂં કે તે જુનો છે એટલે ખરાબ છે એમ માની લેવાનું નથી. ઉલટાનું તેથી એવું સાબીત થાય છે કે એ જૂના સુધારાએ અમને વરસો સુધી અડગ રાખ્યા છે. આવી અડગતા યુરોપની પ્રજામાં આજે શોધી મળતી નથી. અમારા સુધારાએ અમને અડગપણું આપ્યું છે એટલુંજ નહીં, પણ નીતિનો માર્ગ તેણે અમને દેખાડયો છે એમ અમો માનીએ છીએ. તમારા સુધારામાં તો પૈસાને સારૂ મારામારી જોવામાં આવે છે. તમારો ધર્મ અમારા કરતાં ચડિયાતો છે કે ઉતરતો તેની ચર્ચામાં અત્યારે હું ઉતરીશ નહીં. એટલું તો ચોક્કસ કે તે ધર્મ અમારા લોકોપર સારી છાપ પાડી શકયો નથી. તમે ખ્રિસ્તી કહાવો છો, પણ તમારા સુધારામાં ખ્રિસ્તીપણાની કંઇજ અસર નથી. અમે કનફ્યુશીઅન કહેવાઇએ છીએ, અને અમારા સુધારામાં કનફ્યુશીઅનપણું તમે આરપાર જોશો. એટલે જે નીતિ અમારો ધર્મ અમને શીખવે છે તે અમારા રીતરિવાજ અને રહેણીકરણીમાં તમે જોશો. **નીતિના વિચારને અમારામાં પ્રધાનપદ મળેલું છે, ત્યારે તમારામાં પૈસો પહેલો અને પૈસાને અંગે જેટલી નીતિ તમે વ્યવહારમાં મૂકી શકશો તેટલી મૂકી છુટશો અને સંતોષ માનશો.**

આ બાબત દાખલો આપીને તમને સમજાવવાનો પ્રયત્ન કરીશ. કુટુંબ વિષેનો તમારો ખ્યાલ અને અમારો ખ્યાલ રખાવીએ. અમે જે જોઇએ છીએ તે મુજબ તમારામાં કુટુંબની ફરજ એટલીજ કે બાળક આપકમાઇ કરે એવડું થાય ત્યાં સુધી તેને પોષીને મોટું કરવું. નાની ઉમરમાંજ તમે તેને જાહેર

નિશાળોમાં રહેવા અને ભણવા મોકલી દેશો. એટલે માબાપની છાપ તો તેનાપર પડશેજ નહીં. પછી ઉમ્મર લાયક થાય એટલે તમે તેને કમાઇ ખાવા ઘેરથી વિદાય કરી દેશો. તે દિવસથીજ આ જુવાન માબાપથી સ્વતંત્ર બની જાય છે. અને તેઓના ઉપકારની લાગણી પણ તે દિવસથી તેનામાં શિથિલ થવા માંડે છે. તેઓ ગમે ત્યાં જાય, ગમે તે કરે અને ગમે તેમાં પૈસા ઉડાડે. કુટુંબનો સંબંધ જાળવવો ન જાળવવો એ તેની મરજીની વાત થઇ પડે છે. એટલે તમારામાં માણસ પોતાનો રાજા. કોઇ કોઈ સાથે બંધાયેલ નહીં; એટલે તેની સાથે એમ પણ થયું કે સહુ મૂળ વિનાના. તમારો જનસમૂહ આગળ વધે છે એમ તમે કહો છો. કંઇ નવો રસ્તો શોધી કાઢવો એ દરેકને પોતાની ફરજ લાગે છે. ઘણીવાર તો એવી ફરજ માથે આવી પડે છે. જે સ્થિતિમાં તમે જન્મ્યા તેને નિભાવવી એને તમે લાંછન સમજો છો. માણસ જયાં સુધી સાહસ કરે નહીં, વલખાં મારે નહીં, એક બીજાની આગળ થવા દોડાદોડી કરે નહીં. દોડીને તેમાં ફાવે નહીં ત્યાં સુધી તે માણસજ નહીં એમ તમે માનો છો. તમારી આ ખાસીયતમાં અત્યંત ચપળતાનો ગુણ છે ખરો, અને તેને લીધે તમારા હુનરોમાં તમે ફતેહ પણ પામ્યા છો; છતાં તમારી આ ખાસીયતમાંજ અમને ચીનાઓને બેચેની, ધાંધલ અને નીતિની ખામી જોવામાં આવે છે. સંતોષ શું એ તમે જાણે સમજયાજ નથી. જિંદગીનો વિચાર કરવાની તમને ફુરસદજ નથી. તમારામાં એકબીજા વચ્ચે સંબંધ પૈસાનોજ છે.

અમને પૂર્વના લોકોને તો આ બધી જંગલીપણાની નિશાની લાગે છે. અમે સુધારાનું માપ જિંદગી માણવાનાં સાધનો ઉપરથી કરતા નથી, પણ જિંદગીના ઉપયોગીપણા ઉપરથી કરીએ છીએ. જ્યાં એકબીજા વચ્ચેનો સંબંધ અસ્થિર અને માણસાઇ વિનાનો છે, જે જૂનું છે તેના પ્રત્યે માન નથી, જે નજર આગળ છે તેમાં રૂચિ નથી અને માત્ર ભવિષ્યની મોજમજામાંજ મન તલપી રહ્યાં છે, ત્યાં સુધારાનું નામજ અમે જોઇ શકતા નથી. તમારી દોલત, તમારી હુનરકળા અને તમારી શોધખોળને પહોંચી વળવા અમે શક્તિમાન હોઇએ તોપણ તેનો લાભ લેવા જતાં જો અમારે તમારા રીતરિવાજની નકલ કરવી પડે તો અમારે તે હરગીજ ન ખપે.

આ બધી બાબતોમાં અમારા રસ્તા તમારાથી ઉલટાજ છે. અમારામાં સમાજની દરકાર પહેલી અને માણસની પછી. અમારામાં એવો ધારો છે કે જે સંબંધ ધરીને માણસ અવતરે છે તેજ સંબંધ મરતાં સુધી તે જાળવી રાખે છે. એટલે કુટુંબમંડળના એક જણ તરીકે જન્મથી તે મરણ સુધી તે રહે છે. તેના બધા વિચારો અને કાર્યો કુટુંબને ઘટે તેવાંજ હોય છે. પૂર્વજો તરફ પૂજ્યભાવ રાખવાનું અને માબાપની આમન્યામાં રહેવાનું બચ્ચાંને નાનપણથીજ શીખવવામાં આવે છે. નાનપણમાંજ જુવાનો ઘરસંસારનો ભાર ઉપાડતા થઈ જાય છે. પરણ્યા એટલે તે કુટુંબથી જુદા થઇ જતા નથી. આખા કુટુંબ-મંડળ વચ્ચે એકજ જમીનનો ટુકડો હોય છે. ધર્મકર્મનું સ્થાન પણ એકજ, વળી વાંધાતકરાર પણ કુટુંબનાં માણસોજ

પતાવે છે. અપરાધ વિના કોઇ ચીનો એકલો થઈ પડતો નથી. એ ખરૂં કે બહોળા કુટુંબમાં રહેવાથી પૈસાદાર થવું અમને તમારા જેટલું સહેલું નથી, પણ તેની સાથે એ પણ ખરૂં કે અમારામાં કોઇને ભૂખે મરવાનો વખત આવતો નથી. અમારે રસાકસીમાં ઉતરવાનું હોય નહીં :એટલે કોઇને છેતરવાની કે નિચોવવાની લાલચ પણ અમને થતી નથી. એકદમ ઉંચે ચડી જવાના લોભના મહાવ્યાધિમાંથી મુક્ત રહીએ એટલે જિંદગીને શાની જરૂર છે તેનો વિચાર કરવાની અમને પુરતી ફુરસદ રહે છે. કુદરતની નવાજેશ સમજવાની શક્તિ ચીનામાં સ્વાભાવિક છે, અને વળી તે વિષે વિચાર કરવાની તેને વધુ તક મળે છે. માણસોની સાથે તે નિઃસ્વાર્થપણે ભળી શકે છે. આ બધા સંજોગોથી અમારી પ્રજાનાં માણસો નીતિમાં અને રસજ્ઞતામાં તમારા લોકોની સાથે સરખાવતાં ચડી જાય છે. વિદ્યા હુનરમાં તમે બહુ આગળ વધી ગયા છો એ અમે કબૂલ કરીએ છીએ, છતાં જે સુધારાને પ્રતાપે તમારામાં અક્કડપણું અને નીતિનો બગાડો દાખલ થયાં છે તે સુધારાને અમે કોઇ પણ રીતે વખાણી શકીએ તેમ નથી. તમારાં શહેરોનાં માણસોમાં અક્કડાઇ અને નીતિ વિષે બેદરકારી એકદમ તરી આવતી અમને દેખાય છે. આગળ વધવાનું અમે સમજયા નથી એમ ભલે કહેવાય. તમારૂં આગળ વધવું અમને બહુ મોંઘું થઇ પડે એવું અમે જોઇએ છીએ. તમારી જાહોજલાલી કરતાં અમને તો નીતિ વહાલી છે. એટલે એ નીતિ જે બચાવી રાખે છે એવા અમારા રીરિવાજને વળગી રહેવા અમે નિશ્ચય કર્યો છે.



## પ્રકરણ ૨ જું.

તમારા અને અમારા સુધારાની વચ્ચે ખુલ્લી રીતે દેખાઇ આવે એવા તફાવતનો થોડો ઘણો ખ્યાલ આપવા પહેલા પ્રકરણમાં મેં પ્રયત્ન કર્યો. આ તફાવતોએ તમારી અને અમારી વચ્ચે સ્વાભાવિક રીતે વિરોધ પેદા કર્યો છે. જે બનાવો હાલ ચીનમાં બન્યા કરે છે તે ઉપરથી તમે એવું માનો છો કે એ વિરોધ ઉત્પન્ન કરનાર અમેજ છીએ. પણ તમારી એ માન્યતામાં છાંટાભાર સત્ય નથી. તમે અમારામાં માથું માર્યું નહોત તો પશ્ચિમની સાથે અમે કદી વહેવાર કર્યો હોત નહીં. અમારામાં સ્વાભાવિક રીતે એવી ઇચ્છાજ નથી. અમારો ધર્મ ફેલાવવાની કે અમારો વેપાર વધારવાની ઝંખના અમને નથી. એ ખરૂં કે અમે અમારા ધર્મને તમારા ધર્મ કરતાં વધારે સમજણ ભરેલો માનીએ છીએ, અમારી નીતિ તમારી નીતિ કરતાં ઉંચી ગણીએ છીએ, અને અમારા રીતરિવાજ પણ ખામી વિનાના છે એવો અમને ભરોસો છે. છતાં અમે એટલું સમજીએ છીએ કે અમને માફક આવે છે તે બીજાને કદાચ ન આવે. આખી આલમને સુધારવાની ફરજનો બોજો અમે અમારે માથે રાખી બેઠા નથી. વળી સુધારો ફેલાવવા લડાઇઓ કરવી અને જુલમ

આદરવા એ તો અમારા સ્વપ્નામાં પણ નથી. અમે અમારી પોતાની મુશ્કેલીઓને પહોંચી વળીએ એટલુંજ અમારે બસ છે.

એટલે અમારો ધર્મ ફેલાવવાના હેતુથી અમે તમારામાં માથું મારીએ નહિ. અને અમારો વેપાર વધારવાની અમારે જરૂરજ નથી. આથી તમારામાં માથું મારવાની એકે લાલચ અમને રહી નહીં. આર્થિક અને રાજદ્વારી બાબતોમાં અમારે બીજાપર આધાર રાખવો પડે એવી અમારી સ્થિતિજ નથી. અમારે જે જે વસ્તુ જોઇએ તે અમે નીપજાવી શકીએ છીએ. અને જે નીપજાવી શકીએ છીએ તેનોજ ખપ અમે રાખીએ છીએ. પરદેશી માલની અમારે જરૂર નથી. તે મંગાવવાનો અમે પ્રયત્ન પણ કર્યો નથી. પારકા મુલકોમાં અમારી નીપજની નિકાસ શોધવા સારૂ લડાઇઓ કરવી એ ગેરવાજબી તેમજ મૂર્ખાઈ ભરેલું છે એમ અમે ગણીએ છીએ. અમે માનીએ છીએ કે જે લોકો પોતાના દેશને સ્વતંત્ર રાખવા ઇચ્છતા હોય તેઓએ પોતાની આબાદીનો આધાર બીજા મુલક ઉપર રાખવો જોઇએ નહીં. પરદેશમાં પોતાનો વેપાર ખૂબ ખીલવવાનો પ્રયત્ન કરવાથી પ્રજાની નીતિમાં બગાડો ઉત્પન્ન થાયજ એમ અમે ચોક્કસ માનીએ છીએ.

આ બાબતોમાં પણ તમારા વિચાર અમારાથી ઉંધા છે. તમે એવું માનો છો કે તમારોજ ધર્મ એક સાચો છે. બીજી પ્રજાઓમાં તમારે તે ફેલાવવો પણ જોઇએ એવી તમે વળી તમારી ફરજ સમજી બેઠા છો. તેમ કરવામાં તમને ઠીક લાગે તો હથિયારનો ઉપયોગ પણ તમે કરો. પરાયા મુલકોમાં માથું

મારવાનું આ ઉપરાંત એક બીજું પણ કારણ તમારે છે; તમારા લોકોની સ્થિતિ એવી બંધાઇ ગઇ છે કે હંમેશ ભૂખમરાના ભયમાં તમારે રહેવું પડે. તમારે જે જે વસ્તુ જોઇએ તે તમે નિપજાવી શકતા નથી, અને જે તમે નિપજાવી શકો છો તેનો ખપ રાખતા નથી. એટલે જે વસ્તુઓ તમે નિપજાવો છો તેની નિકાસ કરવા વેપારનાં મથકો શોધવાં એ તમારે જીવ સાટે વાત થઈ પડી છે. એવાં મથકો તમારે હાથ આવે તોજ તમારો ખોરાક અથવા બીજાં સાધનો તમે મેળવી શકો એવી તમે તમારી દશા કરી મૂકી છે. આવું મથક ચીન થઈ શકે તેમ છે. અને હકીકતમાં અમારી સાથેના તમારા બધા વ્યવહારમાં ચીનને તમારા વેપારનું સ્થળ બનાવવું એ હેતુ બારીક રીતે છુપાઇ રહેલો છે. તમારી આવી દાનત ન્યાયભરેલી અથવા નતિ ભરેલી ગણાય કે નહીં તેની ચર્ચામાં અત્યારે હું ઉતરીશ નહીં. તમારી દશાને વિષે અમારા કેવા ખ્યાલો છે, અને તમારા પગપેસારા સામે અમારે આટલો બધો અણગમો બતાવવાનો શો હેતુ છે એટલુંજ સમજાવવાનો હું પ્રયત્ન કરીશ.

સાધારણ રીતે અંગ્રેજ વેપારી માને છે કે તેઓ અમારા દેશમાં પૈસો પેદા કરવાના રસ્તા ખુલ્લા કરે છે. એટલે અમે તેઓની સામે થઇએ એ તેઓને બહુ તાજુબી ભરેલું લાગે છે. પૈસો કેમ એકઠો કરવો એજ લગની તેને લાગી રહેલી હોવાથી તે એવું સમજેલ છે કે જે રસ્તે દોલત મળે તે રસ્તો અવશ્ય લેવો જોઇએ. ચીનમાં તમને વેપારની છૂટ મૂકવામાં આવે તેથી અમારી દોલત પણ વધે એમ તમે માનો છો. અને તેથી તમારા

વેપારની સામે થવાને બદલે અમારે તેને ઉત્તેજન આપવું જોઈએ એમ તમે કહો છો. તમારી માન્યતા મુજબ તમારૂં કહેવું વાજબી હશે. પણ તમારી એ માન્યતાજ અમને તો ઉંધી લાગે છે. અમારામાં એવી રીત છે કે કંઇ ગંભીર પગલું અમે ભરીએ તે પહેલાં અમારી દોલત વધશે તેનો નહીં, પણ અમારી આબાદી કેટલી વધશે તેનો વિચાર અમે કરીએ છીએ. તમે હંમેશ જિંદગીની સગવડો વધારવાની ભાંજઘડમાં રહો છો, અને અમે જિંદગી કેમ સુધરે તેના વિચારમાં રહીએ છીએ. તમારી ધારણા એવી છે કે અમારે અમારી આખી સામાજિક સ્થિતિ ઉલટાવી નાખવી, અને અમે ખેડુ પ્રજા છીએ તેણે વેપારી અને હુન્નરી બની જવું. એટલે એવું થયું કે તમારી માની લીધેલી આબાદી મેળવવાની ખાતર અમારે અમારી આર્થિક અને રાજપ્રકરણી સ્વતંત્રતા ગુમાવવી અને તેની સાથે અમારા રીતરિવાજ, નીતિ, અને આચરણ એ બધાં ઉપર અમારે પાણી ફેરવવું. પણ અમે એવું કંઇ કરીએ તે પહેલાં તમારા વેપારઉદ્યોગે તમારા પોતાના શા હાલ કર્યા છે એ તપાસીએ તો ખોટું નહીં ગણાય.

તમારી હાલતનો વિચાર અમે કરીએ છીએ તો તેમાં અમને લોભાવે એવું કંઇ જોવામાં આવતું નથી. તમે હરિફાઇરૂપી શેતાનને છૂટો મૂકી દીધો છે, અને હવે તેને દાબમાં રાખવાનું તમારા હાથમાં રહ્યું નથી. તમારી આર્થિક સ્થિતિમાં આથી ભારે ગેરવ્યવસ્થા ઉભી થયેલી છે, અને તેને ઠેકાણે લાવવા આજે લગભગ સો વરસ થયાં તમે એક પછી એક કાયદા ઘડતા આવ્યા છો, પણ તેમાં કંઇ વળ્યું નથી. તમારામાં

ગરીબ ગુરબાં, ઘરડાં, લુલાં, દારૂડીયા અને રોગી લોકો હોય તેનું શું કરવું એ વિચાર તમને જંપ વળવા દેતો નથી. માણસ માણસની વચ્ચેનો કુદરતી સંબંધ તમે રહેવા દીધો નથી, અને હવે એ સંબંધની ખામીને પહોંચી વળવા તમારી બીનજવાબદાર રાજ્યસત્તા મહેનત કરે છે તે નકામી જાય છે. તમારા સુધારાની એક ધ્યાન ખેંચે એવી ખાસીયત એ છે કે દરેક માણસ જવાબદારી વિનાનો. તમે એવી જાતની સત્તા સ્થાપી છે કે તે સત્તા તમારા હાથમાં રહેવાને બદલે તમારે માથે ચઢી બેઠી છે. હરેક વેપારધંધામાં જ્યાં માણસો છુટાં છુટાં કામ કરી શકતાં હશે ત્યાં તમે કંપનીઓ ઉભી કરશો અને કામ કરનારાઓનો ખપ ઓછો કરવા નવા નવા સંચા બનાવશો. કંપનીઓની મુડીમાં થોડો ભાગ રાખી તેના નફા માંથી હિસ્સો મળે તે ઉપર તમે નભો છે. કંપનીઓની નીચે કામ કરતા મજુરોની શી સ્થિતિ છે તેની ચિંતા તમારી સરકારને માથે પડે છે. વળી તે પણ તેનો ઇલાજ કરી શકતી નથી. કેમકે જે જે વ્યવસ્થાથી એવી સ્થિતિ ઉભી થઇ હોય છે તેની તે તે સરકાર પોતે પણ ગુલામ હોય છે. માલની માંગ વધરાવવી અને તેટલો માલ પેદા કરવો એ બે વાતમાં તમે મશગુલ રહો છો, પણ એ બેમાંથી એકે બાબત તમારા હાથમાં નથી. હજારો ગાઉ દૂર દુકાળ પડે કે માલની જકાતમાં પરદેશી રાજ્યો ફેરફાર કરે તો તમારાં લાખો માણસની રોજી અટકી પડે. વળી સટ્ટો કરનારનાં નસીબ, સંચામાં સુધારા કરનારની અક્કલ અને તમારી સ્ત્રીઓના તરેહ તરેહના ફેરફારો ઉપર તમારે નાચવું પડે છે. કેમકે સટોરીઆ

હારે, પરદેશી વેપારીના સંચા સરસ થાય અથવા તમારી ઓરતોએ આજે પસંદ કરેલું તે કાલે ફેંકી દે તો તમારો માલ ગોદામમાં ઉંદર ખાઇ જાય. તમારી મૂડી ખવીસની પેઠે મોં ફાડી ખાઉં ખાઉં કરતી તમારી સામે ઉભી છે, અને તમે જો તેનું પેટ ન ભરો—તેને વાપરી વ્યાજ ન ઉપજાવો તો તે તમને પોતાને ખાઈ જાય તેમ છે. તમે જે નિપજાવો છો તે રાજીખુશીથી નહીં પણ વગર છુટકે; અને જે જે વસ્તુનો ખપ તમે રાખો છો તે તમને પસંદ છે તેટલા સારૂ નહીં, પણ તે ચીજો વાપરવાનું તમારે માથે આવી પડે છે તેટલા સારૂ. તમે તમારી આયાત ઉપર જગાત નથી મેલતા અને તેથી તમારા વેપારને તમે બંધન વિનાનો (ફ્રી ટ્રેડ) કહો છો, પણ તેના જેટલો બંધનવાળો વેપાર કદી જોવામાં આવ્યો નથી.

આવી તમારી દશા અમને ચીના લોકોને જોવામાં આવે છે. તમારો દેશપરદેશનો સંબંધ પણ અમને એટલીજ નિરાશા આપનારો છે. પચાસ વરસ પહેલાં તમે એમ માનતા હતા કે દેશપરદેશને વેપારથી જોડી દેશો એટલે બધે સુલેહશાંતિ પ્રસરશે. આજે પણ તમારામાં ઘણા એવું માને છે. પણ કયાં તમારી એ માન્યતા અને કયાં સુલેહશાંતિ ! અગાઉ રાજાના રાજ્યલોભથી કે પાદરીઓના ધર્માંધપણાથી પણ લડાઇના સંજોગો કદી નહોતા ઉભા થયા એવા વેપારની હરિફાઇએ આજે ઉભા કર્યા છે. તમે યુરોપની પ્રજાઓ નવા નવા મુલકોપર ભુખ્યાં ગીધની માફક પડો છો. હજી સુધી તો શિકાર શોધવાનું યુરોપની બહારના મુલકોમાં તમે રાખ્યું છે. પણ બહારથી મળતા શિકા-

રનોએ જ્યારે ભાગ વહેંચવા બેસો છો ત્યારે એક બીજાની સામે કાતરેલી નજરે તમે જોયા કરો છો. વહેલો મોડો એવો પણ દિવસ આવે કે જ્યારે બહારથી તમને કંઇ શિકાર ન મળે, તે દિવસ તમે અંદર અંદર એક બીજાને ફાડી ખાશો. તમારાં નૌકાસૈન્યોનો બીજો શો હેતુ છે ? બીજાને ખાઇ જવા અથવા બીજા તમને ખાઇ જાય એજ તમારી સ્થિતિ છે. જે વેપારથી તમે સુલેહ પ્રસારવા નીકળ્યા છો તે વેપારે તમારામાં એક બીજાનું ગળું રેંસનારી હરિફાઇ પેદા કરી છે, અને સુલેહ તો નજીક નથી આવી, પણ માંહોમાંહેની કાપાકાપીનો દિવસ નજીક આવ્યો છે.

ખોટા અને આંધળા સ્વદેશાભિમાનના જોસમાં તમારા સુધારાનું આવું વર્ણન હું કરૂં છું એમ તમે ન સમજશો. સ્વાભાવિક રીતે તમે યુરોપના લોકો ચીના લોકો કરતાં મૂર્ખ અને અધમ છો એમ હું ગણતો નથી. અમારો ધર્મ તો ઉલટું એમ શીખવે છે કે મનુષ્ય-સ્વભાવ બધે સરખો છે. અને માણસ સારો નરસો માત્ર સંજોગોને લીધે બને છે. એટલે તમારી આર્થિક સ્થિતિમાં અમને જે ખામી જોવામાં આવે છે તે ખાસ તમારીજ છે એમ માનવાનું અમને કારણ નથી. પણ તે ખામી તમારા રીતરિવાજોએજ પેદા કરી છે એમ અમે ખાત્રીથી માનીએ છીએ. આવા રીતરિવાજ ગ્રહણ કરવાનો તમે અમને આગ્રહ કરો ત્યારે અમારામાં જેટલો દમ હોય તેટલા દમથી અમે સામે થઇએ તેમાં તમને નવાઇ કેમ લાગવી જોઇએ ? તમારા કેટલાક માણસોપર અમારા દેશમાં જુલમ થાય છે તેથી સમજુ ચીનાઓ

ખેદ પામે છે, છતાં આ જુલમ, અને તમારો સુધારો ફેલાવો તેથી જે જુલમ અમારી ઉપર થાય, તે બંનેને ત્રાજવામાં મૂકશો તો અમારો જુલમ તમારા જુલમની પાસે કંઇ વિસાતમાં નહીં દેખાય.

---

## પ્રકરણ ૩ જું.

---

તમારા એકાદ ચોપાનીયામાં હમણા મારા વાંચવામાં આવ્યું હતું કે યુરોપી પ્રજાને પણ છેવટે તો ચીનનો સુધારો લેવાનો છે. એમજ હોય તો તે નેમ પુરી કરવા જે રસ્તા તમે લીધા છે તે ખરેખર વિચિત્રજ છે. લુંટફાટ, ખૂનખરાબી, બળાત્કાર વગેરે ગુન્હાઓ તમને કોઇને પસંદ નથી એ હું જાણું છું. તે ગુન્હાઓ તમે અટકાવી શકો તો અટકાવો એ પણ હું સમજું છું, અને એ ગુન્હા તમારા સિપાહીઓએ કર્યા તેનું કારણ તેઓની કેળવણીની ખામી અને તેઓને મળતી છૂટ એ છે, એમ માનવા હું તૈયાર છું. આ વાત યાદ કરી તમારા દોષજ માત્ર બતાવવા એવો મારો હેતુ નથી. જયારે તમે તમારા સુધારાની વાત કરો છો ત્યારે મારા મનમાં એજ સવાલ ઉભો થાય છે કે તમારા સુધારાએ તમારામાં કેવા માણસો ઉત્પન્ન કર્યા છે ? ચીનમાં હમણા બનાવો બની રહ્યા છે તેમાંથી જે

જવાબ મળે તે આપણને ધીરજ પમાડે તેવો નથી. પણ તે ઉપર હું બહુ ભાર મૂકવા માગતો નથી. બધા સુધારા, તમારા તેમજ અમારા, એ બહારનોજ ભપકો હોય એવું પણ બને. માણસ માત્રના હૃદયમાં ઉંડે પશુવાસના તો રહેલીજ છે, અને જયારે તક મળેછે ત્યારે તે વાસના પોતાનો ભાવ ભજવ્યા વિના રહેતી નથી. અમે ચીનના લોકો પણ એજ હારના છીએ. એટલે અમારાં મહેણાં પણ તમારાં મહેણાંની માફક બોલનારનાંજ મોં પર પાછાં ચોંટે તેમ છે. એટલે આવી સિપાહીઓની અસ્વાભાવિક સ્થિતિમાં બનેલું એક બાજુએ રાખી જે સામાન્ય સ્થિતિ છે તે વિષેજ આપણે વિચાર કરીએ. હું પૂછું છું કે અમારામાં ને તમારામાં એવો શો તફાવત છે કે તમારે અમને જંગલી કહેવા પડે છે ?

અમે પોતે કેવા છીએ ? આ સવાલનો જવાબ દેવો મુશ્કેલ છે. આ વિચાર રાતદિવસ મારા મનમાં ઘોળાતાં અંતે મને એમજ સૂઝયું કે મેશથી છવાઈ રહેલી તમારી રાજધાનીમાં ફરતાં મારા દેશની જે છબીઓ મારા દીલમાં ચિતરાઇ રહી હોય છે અને જે મારા મનમાંથી ઘડીભર પણ ખસી શકતી નથી, તે છબીઓનો ચિતાર જેટલો બને તેટલો હુબેહુબ આપું એજ તમને મારા અંતરના વિચારો બતાવવાનો સરસમાં સરસ રસ્તો છે.

તમારાથી ઘણે દૂર પૂર્વમાં જયાં તમે ન જોયો હોય એવો સૂર્યનો પ્રકાશ ઝળહળી રહે છે ( જે થોડો ઘણો પ્રકાશ તમને મળે તે પણ તમારી ચીમનીઓના ધુમાડા ઢાંકી દે છે )

ત્યાં મોટા પટવાળી એક નદીને કિનારે આવેલા ઘરમાં મારો જન્મ થયો હતો. એવાં હજારો ઘરો ત્યાં આવી રહેલાં છે. સફેદ કે ભૂરા રંગનાં, સાદાં, સ્વચ્છ અને આંખને રંજન કરે એવાં ઘરો અલગ અલગ અને પોતપોતાની વાડીમાં ઉભેલાં તમે જોશો. નદીની ખીણને કાંઠે ગાઉના ગાઉ સુધી લીલોતરીના સમુદ્રની વચ્ચે વચ્ચે આસ્માની કે રાતા રંગનાં નળીયાંવાળાં તે ઘરોની ટોચો તરતી હોય એવો દેખાવ આપે છે. અહીં તહીં દેવળોનાં ઝગમગી રહેલાં સોનેરી શિખરો ઝાડની ઘટામાંથી ડોકીયાં કરતાં દેખાય છે. ઘણા પૂલોવાળી અને હોડીઓ તથા મછવાથી જાણે પુરાઇ ગયેલી એવી નદીઓનાં સ્વચ્છ પાણીપર ગામ પરગામના માલની આવજા સદા થઇ રહેલી હોય છે. ત્યાં બધા પ્રદેશમાં ખેડુઓ આબાદીથી વસી રહેલા છે. વંશપરંપરા ખેડાતી આવતી બાપીકી જમીનને કેળવી તેઓ પોતાનો નિર્વાહ કરે છે. પ્પાણીની ખોયાણથી તે ટેકરીઓની ટોચ સુધી કપાસ, ડાંગર, શેરડી, નારંગી વગેરેનાં વાવેતરોથી ટેકરીઓ જાણે લીલા પાણીના લોઢ હોય એવો દેખાવ આપી રહી છે. નદીનાં થાળાંમાંથી ચોપાસ વહેતી પાણીની નીકો ટેકરીઓને જાણે રૂપેરી કંદોરાથી શણગારતી હોય એવી શોભે છે. એક નીકમાંથી બીજી નીકમાં ખળભળાટ કરતાં આ પાણી વહે છે, ક્યાંક નાના ધોધની માફક પડે છે, અને ચારે તરફ ફળદ્રુપતા અને વનસ્પતિ રાજ્ય વિસ્તારી રહ્યાં છે. વાંકી ચૂંકી કેડી પર અને નહાના નહાના પૂલોપર થઇને કલાકો સુધી ચાલતાં ચાલતાં તમે ટેકરીઓની ટોચપર આવી ચઢશો. અહીં માણસની બુદ્ધિ હારી જાય તેવી રીતે કુદરત પોતાની

પૂર્ણ સત્તા જમાવી રહેલ નજરે પડશે. ખડકો જાણે આકાશની ઝાંયથી આસ્માની રંગનો, ઘટ્ટ ઝાડીના મોર વડે સોનેરી રંગનો, સુગંધથી બહેકતો ઝભ્ભો પહેરી ખડા હોય નહીં એવું અહીં ભાસે છે. અહા! અહીંની નિર્જન એકાંતમાં કેટલીએ વાર કલાકોના કલાકો હું બેસતો. જમીનપર ઝાડનો પડછાયો હાલે તેનો પણ સંચાર જાણે સાંભળીએ એવી એક કવિની વર્ણવેલી શાંતિ અહીં પ્રત્યક્ષ થતી હોય એવું લાગે છે. નદી પારથી એક બીજાને પોકારતા ખેડુઓના હોકારાથી અથવા તો ખીણમાં આવી રહેલાં દેવાલયોમાં સાંજસવાર પ્રાર્થના સમયે વાગતા ઘંટાનાદથી એ શાંતિમાં ક્યારે ક્યારેક ભંગ થાય છે. કેવી આ શાંતિ ! કેવા આ નાદો ! કેવી આ સુગંધમયતા ! કેવી સુંદરતા! અને જેવી અહીં કુદરતની આ બધી ગતિ છે તેવીજ માણસની મતિ પણ છે. તમારા ઉત્તરના લોકોની કલ્પનામાં ન ઉતરે એવી ખૂબી ભરેલી અસર આ સંજોગોથી અમારા મગજ પર થાય છે. આસપાસની આ રમણીયતા નિત્ય મગજ પર અસર કરતી કરતી માણસનાં મન અને આત્માને કુદરતનો રંગ ચડાવે છે. ચીનમાં જો નીતિરીતિ કે કળા કૌશલ્ય જોવામાં આવશે તો તેનું મૂળ શોધવું મુશ્કેલ નહીં પડે. અમને બધું કુદરતે શિખવ્યું છે. આટલા અમે તમારા કરતાં નસીબદાર ખરા. પણ એટલું એ ખરૂં કે તે શીખી લેવાની ચતુરાઈ અમારામાં છે, એમ અમે માનીએ છીએ. આ સુંદર ખીણોમાં હજારો માણસો કોઇ પણ કાયદા વિના સુખે વસે છે. સંસારવ્યવહાર અને રીતરિવાજ એજ તેના કાયદા છે. તેઓ ઉપયોગી પણ છે, અને

તે એટલા કે તમારા યુરોપમાં એવું ઉદ્યોગીપણું તમે ભાગ્યેજ જોયું હશે. વળી તેઓનો ઉદ્યોગ સ્વતંત્ર છે. બાપદાદાથી મળેલી જમીન પર સગાંવહાલાંનાં હાથમાંજ તેઓને કામ કરવાનું હોય છે. પોતાની મહેનતથી વધુ રસાળ બનાવી તેઓ પોતાના પરિવારને માટે વારસામાં એ જમીનને મૂકી જાય છે. બીજો કયો? લોભ તેઓને નથી. દ્રવ્ય એકઠું કરવાની તેઓને દરકાર નથી. કોઇને પરદેશ ખેડવાની જરૂર પડે છે તો તે એવીજ આશા બાંધી ખેડે છે કે જિંદગીનાં છેલ્લાં વરસો પોતાની વહાલી જન્મભૂમિમાં પોતાનાં સગાં વહાલાંઓના સહવાસમાં ગાળવાં. આવા લોકોમાં વિવેકરહિત અને ઘાતકી હરિફાઇને રસ્તોજ ન રહ્યો. કોઇ કોઇનો શેઠ નહીં તેમ કોઈ કોઇનો નોકર નહીં. ખરૂં અને નજરે દેખી શકાય એવું સરખાપણું તેઓના દરેક વ્યવહારમાં વ્યાપી રહેલ હોય છે. નિરોગી ભૂમિ, જોઇએ તેટલી ફુરસદ, નિર્મળ આગતાસ્વાગતા, સ્વાભાવિક સંતોષ, લોભરહિતતા અને તેમાં વળી અત્યંત રમણીય સૃષ્ટિસૌંદર્યથી પેદા થયેલી રસિકતા, આ બધા ગુણો કદાચ ચીનાઓના કળાકૌશલ્યમાં તમે ન જોઇ શકો, પણ તેઓની ઉમદા અને માન ઉત્પન્ન કરે એવી હાલચાલમાં તે ગુણો ઢાંકયા રહેતા નથી.

જે દેશમાં હું જન્મ્યો છું તે દેશના લોકોની આવી ખાસીયતો છે. પણ મારી સ્મરણશક્તિ મને ભુલાવામાં તો નાખતી નહીં હોય ! બાળપણામાં જોયેલા દેખાવોની માત્ર સુંદરતા યાદ રહી હોય તેનુંજ વર્ણન કરતો હોઉં એમ તો નહીં હોય ! કદાચ એમ પણ હોય. છતાં એટલું તો હું જાણું છું કે મેં

વર્ણવી તેવી, એટલે જમીન પર મહેનત કરીને નભનારી તેમજ નેકી અને સરખાપણાથી રહેનારી એવી કંઇક જિંદગી ચીનમાં એક છેડેથી બીજા છેડા સુધી વર્તી રહેલી છે. તમે નવા સુધારાના શિક્ષકો ! તમારો ઉંચો ધર્મ તમે અમને આપવાના છો એમ કહેતા હો તો, અફસોસ ! તે ધર્મને નામે તમે ન કહેવાય એવાં કામો કરી રહ્યા છો! તમારી નીતિ અમને શીખવવાના છો એવું માનતા હો તો તે કયે ઠેકાણે રહેલી છે એ જરા બતાવશો ? તમારૂં બુદ્ધિબળ અમને આપવા ચહાતા હો તો તે તમને કયાં દોરી ગયેલ છે એ તમે જોશો ? ચીનનું વર્ણન મેં કર્યું તેની હારમાં મુકવા જેવું તમારા દેશમાં તમે શું બતાવી શકો છો ? આ સવાલનો જવાબ આપવાનો પ્રયત્ન હવે હું કરીશ.

---

## પ્રકરણ ૪ થું

ગયા પ્રકરણમાં અમારી ( ચીના લોકોની ) ખાસીયતનો ચિતાર આપવાને મેં પ્રયત્ન કર્યો તેમાં માત્ર ખેડુ વર્ગના લોકોની જિંદગીનું વર્ણન આપ્યું છે. અમારા સુધારાનો ખરો નમુનો ગામડાંમાં અને ગામડીઆઓમાં મળી આવે છે. અમારામાં શહેરો અને શહેરીઓ પણ છે. અને તે શહેરો કદાચ તમારાં શહેરો જેટલાંજ ત્રાસદાયક હશે. પણ શરીરમાં જેમ ગુમડાં નીકળે છે તેમ અમારાં શહેરો તે અમારા જનમંડળરૂપી શરીરનાં ગુમડાં સમાન છે એવું અમે સમજીએ છીએ. તમા-

રામાં શહેરોને તો તમે ભૂષણરૂપે માનો છો, અને તેને લીધેજ તમારા દેશમાં ગામડાંની જિંદગી નહીં જેવી રહી છે. એક તરફ જોઇએ તો ઘાસ ઉગી ગયેલાં મેદાનો અને બીજી તરફ જોઇએ તો સુંદર બંગલા, બાગબગીચા, ધૂળ જેવી રોજી કમાઇને જેમ તેમ પેટ ભરતા અને ઘોલક જેવાં ઘરોમાં રહેતા ચિંથરેહાલ તમારાં મજુરો, જેમાં ગામડાંની નિશાની નથી એવાં ગામડાંઓ, ઉજ્જડ ખેતરો, કંગાળીયત, ક્રૂરતા અને અધમતાના દેખાવો. આવો ચિતાર તમે પોતેજ તમારા ખેતીવાડીવાળા વિભાગનો આપો છો. ઈંગ્લાંડમાં શહેરોની બહાર જયાં નજર જાય ત્યાં કંગાલપણું અને બધું જીવ વિનાનું જોવામાં આવે છે. એટલે તમારા સુધારાનો બરોબર ખ્યાલ આપવો હોય તો ગામડાંને બદલે તમારાં શહેરોનો ચિતાર આપવો રહ્યો. તે ચિતાર આપતાં તમે અને હું જેને ખેદ ભરેલી બાબતો ગણીએ તેનું વર્ણન કરીને હું સહેલથી જીત મેળવવા નથી માગતો. તમારા કામધંધા વગરના લોકોથી ઉભરાઇ જતા લતાઓ, તમારાં શરાબખાનાં, તમારી રાંક ! પોળ, કેદખાનાં એ બધાં ઉંડા વિચાર ઉપજાવે એવા દેખાવો છે એ ખરૂં, પણ તેમાં રહેલા સડાનાં મૂળને શોધી તેમાં સુધારો કરવાની મહેનત તમે કરો છો અને એ મહેનત વત્તીઓછી સફળ પણ થતી હશે. એટલે એ ખામીઓ વિષે હું કંઈ કહેવા માગતો નથી, તમારા મહાપ્રયત્નો તમને કયે રસ્તે લઈ જાય છે એની ઉપર ધ્યાન ખેંચવું એ વધારે દુરસ્ત માનું છું. સરેરાશે તમે કેવા માણસ છો, એટલે તમારામાં જેને માન આપવા લાયક માણસ તમે ગણો છો તે કેવો હોય છે

તેનો વિચાર કરવા હું માગું છું. તે કેવો માણસ છે? આ સવાલનો જવાબ આપતાં હું જરા અચકાઉં છું. તમારામાં હું અજાણ્યો છું, વળી તમારી પરોણાગત પણ મેં ભોગવી છે, અને તેના બદલામાં હું કાંઇ અવિવેક તો નથી કરતો? એવા વિચારથી કંઇ બોલતાં મને સંકોચ ઉપજે છે. પણ જો મારાથી કંઇ સરસમાં સરસ સેવા થઇ શકતી હોય તો તે એ છે કે તમને માઠું ન લાગે તેમ તમારી ભારે ખામીઓ તમારી પાસે રજુ કરવી. એ ખામીઓથી અમને તાજુબી લાગે તેવી રીતે તમે અજાણ રહ્યા છો. તમારો પગ ખોટે રસ્તે વળેલો છે એમ હું માનું છું. તમને હું તેની ચેતવણી આપવા ઇચ્છું છું. એ ચેતવણી કદાચ ફોકટ જાય એવો સંભવ છે, પણ તે એક મિત્ર તરીકે હું આપું છું અને તમે પણ એમજ સમજશો એવી હું આશા રાખું છું.

વરસોના બારીક અભ્યાસ પછી તમારા શહેરીઓ વિષેની છાપ એકંદરે મારા મન પર કેવી પડી છે, એટલે કે તમારામાં સરેરાશે માણસ કેવા જોવામાં આવ્યા? આ સવાલનો જવાબ આપતાં મારે કહેવું પડે છે કે કુદરતની સાથે વેર બાંધી બેઠેલા અને હુનરકળા પણ જેઓમાં કંઇ સારી અસર પેદા કરી શકેલ નથી એવા માણસો મારા જેવામાં આવ્યા છે. ભણેલા પણ ગણેલા નહીં, વેદિયા પણ વિચારશૂન્ય, ધર્મનાં ફરમાનો શિખેલા પણ તેમાં આસ્થા વિનાના! જિંદગીના દરેક વ્યવહારમાં તે ફરમાનોથી ઉલટુંજ વર્તન તે જોતો હોય એટલે તેને આસ્થા બેસે પણ કેમ? પોતે નાસ્તિક છે એમ કહેવાની હિંમત તેનામાં

હોય નહીં, તેમ પોતાની એવી સ્થિતિ નિભાવવાની તેને શક્તિ પણ ન હોય એટલે આસ્તિકપણાને ડોળ કરવો એજ તેને ડહાપણ ભરેલું લાગે છે. ધર્મ એ તેને મન રિવાજ થઈ પડયો. અને પછી નીતિ એ પણ અમુક રૂઢિજ છે એવું તે સમજે છે. દયા ભાવ, અંતરની પવિત્રતા, ત્યાગીપણું, દુનિયા અને તેની જાહોજલાલી તરફ વિરાગ આ બધા શબ્દો બાળપણથીજ તે સાંભળતો આવ્યો હોય છે. અને તે બધા શબ્દો અર્થ વિનાના તેના મગજમાં રહે છે. કેમકે તે પ્રમાણે કોઇ આચરતું હોય એવું તેના જોવામાં આવતું નથી, અને પોતાને આચરવાનું સુઝતું પણ નથી. તેથી એ બધા શબ્દોની અસર તેના પર એવી થાય છે કે તે ભારે દંભી બને છે, અને મનનો એવો નબળો રહે છે કે પોતે પોતાનો દંભ જોઇ પણ શકતો નથી. એક તો ખરી નીતિનું તેને ભાન હોતું નથી, અને તેમાં વળી નિરર્થક વિચારો ભરેલી મોઢાની પ્રાર્થનામાં બધું આવી રહે છે એવું તે સમજી બેસે છે, એટલે સ્વભાવ મુજબ બીજા જેમ કરે તેમ તે પણ કરવા મંડી જાય છે. આત્માના ગુણથી તે અજાણ્યો રહે છે અને દુન્યવી સ્થિતિ સુધારવામાં ગુંથાઇ જાય છે. હથિયારની માફક તે બની રહે છે. આવા માણસોથી તમારૂં જનમંડળ ભરેલું છે. તમારામાં તમે કામથી ઓળખાઓ છો, સ્વભાવથી નહીં. સંચાઓ બનાવવાના હુનરમાં તમે ફતેહ પામ્યા છો તેજ આત્માનું શોધન કરવા–તેને ઓળખવાનો પ્રયાસ કરવામાં તમારી નિષ્ફળતા બતાવે છે. તમે જાત જાતના સંચા બનાવી જાણો છો અને તેને પુરી રીતે ચલાવી પણ જાણો છો, પણ નથી તમને

ઘર બાંધતાં આવડતું, નથી કવિતા રચતા આવડતી કે નથી ચિત્ર આલેખતાં આવડતું. તો પછી ઈશ્વરની પ્રાર્થના કરવી અને ઉંચે ચડવાની આશા બાંધવી એ બે વાતો તો ક્યાંય રહી! તમારી શેરીઓ તરફ નજર કરો! એકના જેવી બીજી પેટીઓ એક પછી એક ખડકી હોય નહીં, એવી તમારાં મકાનોની હારો ત્યાં જોવામાં આવે છે. એ મકાનમાં જોઇતું ઓછું છે ને ન જોઇતું બહુ હોય છે. આ તમારી શિલ્પકળા! તમારૂં વિદ્યાધન, એ તમારાં રોજીંદાં છાપાં છે. અને તેમાં નજીવી બાબતોના ગંભીર પણે કરેલાં વૃત્તાંતો, ટુચકાઓ, ભુલવણીઓ, વાર્તાઓ અને એક બીજાની એબ ખોલનારા ફોજદારી કેસોના અહેવાલ જોવામાં આવે છે. તમારાં ચિત્રોવાટે તમે લોકોને વાર્તાઓ સંભળાવવાની ધારણા રાખો છો, અને તેથી તે હલકી છબીઓની નકલો હોય છે. અને તે પણ અણઘડ ચિતારાઓએ રંગથી ભરી મૂકેલી જોવામાં આવે છે. તેમાં પુરાતની દશાનો કે ખરી શક્તિનો આભાસ નથી રહેલો. એટલે એમ સાબીત થયું કે તમારી બાહ્યશક્તિ તેમજ આંતરશક્તિ બન્ને ઉપર મીંડુ વળ્યું છે. આંખ છતાં તમે દેખતા નથી. કાન છતાં સાંભળતા નથી. દીર્ઘદૃષ્ટિને બદલે વિતંડાવાદ તમારામાં રાજ્ય ભોગવે છે. તમારી આખી જિંદગી કેવી રીતે ગોઠવાયેલી છે કે જે વસ્તુઓની કસોટી તમે નથી કરી શકયા તેને તમે સૂત્રરૂપે ધારી લીધેલી છે અને તેમાંથી જે પરિણામો તમે ઘટાવ્યાં છે તે તમે નહીં ધારેલાં કે નહીં ઇચ્છેલાં એવાં છે. હું જયાં નજર કરૂં છું ત્યાં સહુ સાધનોમાં મચેલા છે પણ તેથી શું પ્રાટ આવવાનો છે તેની તો

કોઇને ખબર હોય એમ ભાસતું નથી. તમારૂં મંડળ એ એક વિકરાળ સંચો છે. તેનાં યંત્ર બધાં ગોઠવણ વિનાનાં છે. આવી છાપ તમારા સુધારાએ મારા મન ઉપર પાડી છે. હું એમ નથી કહેતો કે બધા અનુભવી ચીનાની ઉપર એજ છાપ પડે છે. કેમકે ચીનની પ્રજાનો સ્વભાવ તમારા જેવો નથી. તમે એક ક્ષણમાં આખી પ્રજાની સામે આરોપ મૂકતાં ચૂકશો નહીં. અમે તો સ્વભાવે એવા ઘડાએલા છીએ કે અમારાથી એકાએક કોઇની ઉપર આરોપ મુકાયજ નહીં. એટલે હું તમારી ઉપર આરોપ મુકવાના દોષમાં આવી પડયો છું તેનું કારણ એ છે કે મને તમારા મુલકમાં રહી ઘણો કડવો અનુભવ મળ્યો અને તેથી આવેશમાં આવી તમારી ખોડ ઉપર મેં નજર કરી છે. અને હવે તો મને એમ લાગી આવે છે કે મારે એ દોષને સારૂ તમારી માફી માગવી જોઇએ. છતાં જે મેં કહ્યું છે તે હું પાછું ખેંચી શકતો નથી. અને ચીન તે તો ચીનાઓને સારૂ હોવું જોઇએ એ અવાજમાં કંઈ નવો અર્થ છે એમ જો મારા શબ્દો વાંચનારાઓને સૂઝશે એવી હું આશા રાખી શકું તો જે કડવા શબ્દો મેં લખ્યા છે તેને સારૂ હું દિલગીર થઇશ નહીં.

---

# પ્રકરણ ૫ મું

હું જયારે પહેલ વહેલો તમારા લોકોના સંબંધમાં આવ્યો ત્યારે મારા મન ઉપર તમારી બુદ્ધિના બળની છાપ તુરતજ પડી. કેટલાક સવાલો કે જેનો અમે પૂર્વના માણસોએ વિચાર પણ નહીં કર્યો હતો તે સવાલો ઉપર તમે તમારાં મન લગાડી નિશ્ચય કરવામાં સફળ થયા હતા એ હું જોઈ શકયો. કુદરતની કેટલીક શક્તિઓની ચાવી તમે અખતરાઓ અને પૃથક્કરણ કરી શોધી કહાડી અને મને તો કંઈ ખ્યાલ પણ ન આવી શકે એવી રીતે તમે તે શક્તિઓનો ઉપયોગ કર્યો, એ પણ મને બહુ અજાયબી ભરેલું લાગ્યું. હવે આ દિશામાં તમે જે સફળતા મેળવી છે તેથી હું વધારે માહિતગાર થયો છું, તોપણ મારૂં આશ્ચર્ય ઓછું થતું નથી. આવી બાબતોમાં તમારી જીતોને લીધેજ તમે અમારાથી ચડિયાતા છો એવો દાવો કરવાની તમને તક છે એમ હું કબૂલ કરવા તૈયાર છું, અને મારા દેશી ભાઇઓમાંથી કેટલાક તમારી શોધોનો ઉપયોગ ઉત્સાહપૂર્વક કરવાને મથે છે, એ જોઇને મને આશ્ચર્ય નથી થતું. આવા સુધારકોના ઉમંગને સારૂ તેમની તરફ મારી લાગણી છે, પણ તેઓની હિલચાલને હું પસંદ કરી શકતો નથી. આમ એક બાજુથી તમારી શોધોથી હું અચંબો પામું છું એમ કહું છું, અને બીજી બાજુએથી એ શોધોનો ઉપયોગ મારા મુલકમાં કરવા તરફ મારૂં વલણ નથી એમ કહું છું. એવી વિરોધી વાત કેમ કરૂં છું, તેનાં કારણ હવે બતાવું તો ખોટું નહીં.

ખરૂં તો એ છે કે તમારા મંડળનું બંધારણ અને છેલ્લા સૈકાની તમારી તવારીખ એ બન્નેનો અભ્યાસ કરવાથી મારા મનની અસલ દશા સારી પેઠે બદલાઇ છે. અનુભવથી હું શીખ્યો છું કે મહા વિચક્ષણ શોધો અને માણસની અક્કલ કામ નહી કરી શકે એવાં સાંચા કામો એજ માણસના ભલાંને સારૂ જરૂરનાં કે પુરતાં નથી. વળી હું એમ પણ જોઇ શકયો છું કે બુદ્ધિબળ વાપરીને માણસની મજુરીનો બચાવ કરનારા સંચાની શોધો દોલતમાં વધારો કરીને જે કંઇ ફાયદો આપી શકે છે તેના કરતાં સંચા કામથી થતા ઉદ્યોગો મજુરોને જે નુકસાન કરે છે એ સરખામણીમાં વધી જાય છે. કેમકે દોલતમાં વધારો કરવો એ આપણે આપણી રાહત અને આસાએસનાં સાધનો વધાર્યાં બરોબર છે, અને એવાં સાધનોનો વધારો હંમેશાં ફાયદાકારકજ છે એવું કાંઈ સાબીત થતું નથી. અમુક દોલતના કેવી રીતે વિભાગ પડયા છે અને પ્રજાનાં નીતિ રીતિ ઉપર તેની કેવી અસર થઇ છે તેની ઉપરથી આપણે સારા નરસાનો ઠરાવ કરી શકીએ. આવો વિચાર કરતાં તમારી ઢબની નકલ ચીનમાં કરવામાં આવે એ વાતથી હું ભય પામું છું. મારા કહેવાનો વિશેષ અર્થ હું દાખલો આપીને બતાવીશ. ટીએન્ટસીનથી પેકીંગ સુધી પહેલી રેલ ગાડી લઇ જવાનો જયારે અમે પ્રયાસ કર્યો તે વખતે આસપાસના ગામડીઆઓ ઉશ્કેરાયા. તેઓ સામે થયા, અને છેવટે બંડ પણ થયું. રેલ રસ્તો તેઓએ તોડી નાખ્યો, પૂલો ઉડાવી દીધા, અને રેલનુંકામ ચાલુ રાખવાનું અશકય થઇ પડયું. તેથી તમારા રિવાજ પ્રમાણે અમે બંડખો-

શેને દબાવી દેવાને સિપાહીની ટુકડી ન મોકલતાં અમારા રિવાજ પ્રમાણે બંડખોરોને મળવા તથા તેઓના વિચાર જાણવા એક અમલદારને મોકલ્યો. બંડ ઘણે ભાગે કારણસર હોય છે. તેમ આ વખતે પણ બંડખોરોએ સીધું અને સરસ કારણ બતાવ્યું. આ લોકો બધા ખલાસી હતા. નહેરોમાં હોડકાં ચલાવી તેઓ પોતાની રોટી કમાતા, અને રેલ રસ્તો થાય તો તેઓને રોટીનું સાધન તુટી પડે એવી તેઓને ધાસ્તી લાગી. સત્તાવાળાઓને આ દલીલ વાજબી જણાઇ. તેઓએ ખોળાધરી આપી કે નહેરો વાટેના વેપારને બહુ ધક્કો નહીં લાગે એવી રીતે રેલ ગાડી વપરાશે. આમ લોકોને સમજ પડયા પછી તેઓ શાંત થયા. આ બનાવ એ આવા સવાલોના ફડચા તમે અને અમે કેમ કરીએ એનો ઠીક ચિતાર આપે છે. જે અંગ્રેજોની પાસે આ હકીકત મેં વર્ણવી છે તેઓ તાજુબી પામ્યા છે અને કંઇક ગુસ્સે પણ થયેલા. ઉપર બતાવેલી જાતની દલીલો લાવે તેની તરફ સરકાર જરાએ ધ્યાન આપે એ તેઓને મહા અજાયબી ઉત્પન્ન કરે છે. તેઓ તો નીપજ અને ખપતના કાયદાઓની, મજુર વર્ગની છેવટમાં બીનજરૂરીની, હરિફાઇની, અને હરિફાઈથી થતી ચડતીની, લોકોએ ચલાવવા જોઈતા દુન્યવી વેગની, અને આવી આવી વાતો કરે છે. આ બધું હું કંઇક ભાગે સમજું છું અને તેમાંનું કંઇક કબૂલ કરૂં છું. પણ આવી પ્રવૃત્તિઓથી કંઇક મુદતને સારૂ તો મજુરો હેરાન થાય, લોકો દુઃખ પામે, ઘણા ભૂખે મરે, અને કેટલાક ગરીબ થઈ જાય એ વાત હું ભુલી શકું નહીં. અને આટલાં બધાં વરસ થયાં તમે સંચાકામ દાખલ

કર્યું છે છતાં તમારા મજુર વર્ગની ઉપર તમે જે દુઃખ પાડયું છે, અને તેઓમાં ઘરભંગ ફેલાવ્યો છે તે ટાળવાનો કંઇ પણ રસ્તો તમે હજુ સુધી શોધી નથી શક્યા એ જોઇને હું નાઉમેદ થાઉં છું અને દિલગીર થાઉં છું. પણ તેથી મારે તાજુબ નહીં થવું જોઇએ. કેમકે માણસના જાનને તમે દોલતને અધીન રાખેલ છે. એ તો તમારો રિવાજ થઈ પડયો છે, અને તમારા વેપાર અને ઉદ્યોગ વિષેના ધારા બહોળા વિસ્તારથી અમારી ૪૦ કરોડની સ્થિતિ પામેલી વસતિમાં દાખલ થવાનો સંભવ પણ મને તો ભયભીત કરી મૂકે છે. તમે એમ કહેશો કે તેથી થતી અશાંતિ એ થોડી મુદતજ ચાલશે. હું તો જોઉં છું કે અશાંતિએ તમારા મુલકમાં ઘરજ કર્યું છે. ઘડીભર અશાંતિને એક કોર મેલીએ. આ જંજાળથી અમે શો નફો ઉઠાવશું એ હું પુછું છું. અમે તમારી જંજાળમાં સપડાઇએ તેથી તમારો ફાયદો અમે કદાચ જોઇ શકીએ કે ન જોઈ શકીએ પણ અમને થતું નુકસાન તો હું ચોખ્ખું જોઈ શકું છું. અમારો પ્રાયદો મારી નજરે નથી આવતો. કોઇ કહેશે નવી શોધો દાખલ કરવાના સાહસમાં ફાયદા ગેરફાયદાની વાત હોય નહીં. એ દલીલ હું કબૂલ નહીં રાખી શકું. ત્યારે બીજાઓ કહેશે કે કંઇ નહીં તોએ અમારી દોલતમાં તો વધારો થશે. વખતે એવું બને પણ તેના બદલામાં અમે અમારૂં જીવન નહીં બગાડીએ? અમે તમારા જેવા નહીં થઇ પડીએ? એવું બને એ વાત અમે ધીરજથી સાંભળી કે સાંખી શકીએ એવું શું તમે માનો છો? હવે તમને થયેલા મનાતા લાભ તપાસીએ. બેશક ઓછી જરૂરવાળી કેટલીક વસ્તુઓનો ભંડોળ તમારી પાસે

વિશેષ છે. તમે અમારા કરતાં ખાઓ છો વધારે, પીઓ છો વધારે, અને ઉંઘો છો વધારે. તમારી પ્રવૃત્તિને લીધે જે તમારી ચડતી હોય તેનો અહીં છેડો આવ્યો. હવે તમારી ખોડો તપાસીએ. તમારામાં ખરો આનંદ, ખરો સંતોષ, ખરો ઉદ્યોગ એ બધાં અમારા કરતાં ઓછાં છે. તમારામાં અમારા કરતાં તોફાન પણ વિશેષ છે. તમારા ધંધા તે અમારા ધંધાઓ કરતાં શરીર તેમજ મનને સારૂ ઓછા તંદુરસ્ત છે. તમે મોટાં શહેરોમાં આવેલાં કારખાનામાં ગીચોગીચ થઇને રહો છો. તમે કુદરતથી છુટા પડી ગયા છો અને જમીનનું ધણીપદું ખોઇ બેઠા છો. આ વિષે હું સમજ પાડી ગયો છું. પણ મારા વિચારો જે કેટલાક તમને ન સમજાય તેવા જણાય તેની સમજ પાડવાને સારૂ તેની ઉપર હું ફરી નજર ફેરવી જોઉં છું. હું તમારા બુદ્ધિબળને વખાણું છું. પણ તે બુદ્ધિનો તમે સારો ઉપયોગ કર્યો છે કે નહિ, અને તેથી તમને એકંદરે નફો થયો છે કે નુકસાન થયું છે, એ વિષે મને શંકા છે. તમે આ ભૂલ સુધારો અને જેમ તમે કુદરતની શક્તિઓને વશ કરી છે તેમ તમે માણસોને ઠેકાણે પાડવામાં પણ તમારી બુદ્ધિ વાપરો એ બની શકવા જોગ છે અને હું ઉમેદ રાખું છું કે એમ બનશે.

વળી બીજી પણ તમારી એબ મેં જોઇ છે તે મને ખટકયા કરે છે. દરેક મંડળોમાં ઘણા માણસો કંઈક પ્રકારની મજુરીમાં રોકાયલા જોવામાં આવે છે. અમારામાં પણ તેમજ છે. પણ તમારા મંડળોમાં સંચાઓ દાખલ થયા છતાં માણસો વૈતરામાં રોકાયલા છે, એટલુંજ નહિ પણ કોઇને કામ ધંધામાંથી ફુરસદજ મળતી જોવામાં આવતી નથી. ખરૂં જોતાં દરેક પ્રજાની અંદર સંપૂર્ણ

અવકાશ ભોગવી શકે એવા માણસો નીકળે એવી સ્થિતિ હોવી જોઇએ. ચીનમાં હજારો વર્ષથી આવા પ્રકારનાં માણસો પેદા થયાં છે અને નભી શક્યાં છે. તેઓનું કામ રાજતંત્રની માહિતી મેળવવાનું અને મન ઉંચી ગતિએ પહોંચે એવાં કાર્યોમાં રોકાવાનું હોય છે. એમ ન ધારશો કે આવા માણસો જન્મથીજ પેદા થએલા હોવા જોઇએ. હર કોઇ ચીનો જેને તે તરફ વલણ હોય અને જેનામાં એવા કામને લગતા ગુણો કેળવવાની શક્તિ હોય તે એવા વર્ગમાં દાખલ થઇ શકે છે. આ બાબતમાં તો આખી દુનિયાની સાથે મુકાબલે કરતાં છુટમાં અમારૂં મંડળ ચડી જશે. લાયકાત અને કેળવણી એનેજ અમે પ્રમાણ ગણીએ છીએ. તેથી અમારામાં મનને ખીલવવાના કામમાં રોકાયલા માણસો મળી આવે છે અને તેઓ જે પ્રમાણે માન પામે છે તેને લગતું કંઇ પણ યુરોપમાં જોવામાં આવતું નથી. ખરી વિદ્વત્તાને અમે જે માન આપીએ છીએ તે તમે લોકો તો સમજી પણ નહિ શકો. પણ અમે માન આપીએ છીએ તેને સારૂ સબળ કારણો છે. અમારા કવિઓએ અને અમારા જ્ઞાની પુરૂષોએ કંઇ જમાનાઓ થયાં અમને બરોબર શીખવ્યું છે કે માણસે ભલાની આશા દોલતમાં, સત્તામાં કે સેંકડો પ્રવૃત્તિઓમાં રાખવાની નથી, પણ જિંદગીના જે કુદરતી સંબંધો છે અને જિંદગીના જે બહુ સાદા નિયમો છે તેનું વિવેક દૃષ્ટિએ જ્ઞાન મેળવવામાં માણસનું ભલું રહેલું છે. કુદરતના ઉમદા દેખાવોને જોઇ આપણી સુંદર લાગણીઓને ઉશ્કેરતાં શીખવું એ અમે ભલું થવાનું માત્ર સાધન નથી ગણતા; એ શીખવું એજ ભલું છે એમ ગણીએ છીએ. ચાંદની રાત જોઇને કુદરતની સ્તુતિ કરવી, અનેક પ્રકારની સુગંધીઓનો

અનુભવ મેળવીને ઇશ્વરનો મહિમા જાણવો, જીવન અને મરણ એ બે દશાનો ભેદ સમજવો, પ્રેમ અને વિયોગ, તેનાં સુખ દુઃખ અનુભવવાં, કાળની ઉંડી ગતિ જાણી લેવી, તેમાં કેવા ફેરફારો ક્ષણે ક્ષણે થયા કરે છે એ વિષે ખરોબર વિચાર કરી લેવો, આમ જેને સૂક્ષ્મ જ્ઞાન રહ્યું છે તેની પાસે વિદ્યાધન છે એમ અમે કહીએ છીએ. આ વસ્તુ અમારી પાસે છે. તમે અમને તે આપી શકતા નથી પણ સહેલાઇથી અને ભમાવીને લઇ શકો છો. તમારા રેંટીયાઓના એક ધોધે ચાલતા અવાજની અંદર આવા જ્ઞાનના પડતા ઝીણા પણ સુંદર ભણકારા તમે સાંભળી શકતા નથી. તમારાં કારખાનાંઓની ભકભક થતી ચીમનીના ધુમાડાને લીધે તે દેખી શકતા નથી, અને તમારી નિરંતરની જંજાળથી તે નાશ પામ્યું જણાય છે. જ્યારે હું પળે પળે તમારા ધંધાર્થી લોકોને જોઉં છું, તેઓને રાત દહાડો જે વેઠ કરવી પડે છે તેનો વિચાર કરૂં છું, અને ઘેર પહોંચ્યા પછી પણ તેઓ ચેનથી બેસી શકતા નથી પણ ધંધાના ડોળની અંદર ગરકાવ પડ્યા રહે છે ત્યારે અમારા પુરાણા અને શાંત ઉદ્યોગોનો વિચાર કરતાં તેનેજ વળગી રહેવાનું મને મન થાય છે એમ મારે કબૂલ કરવું જોઇએ, અને એવે સમયે મને જણાઇ આવે છે કે તમારા નવા અને ભયંકર રસ્તાઓના કરતાં અમારો જૂનો અને અનુભવરૂપી પગલાંઓથી ખૂબ ઘસાયેલો રસ્તો બહુ સરસ છે. તમારે રસ્તે જતાં, અમારી નજર આખો વખત ભોંય ઉપરજ રહેશે, અમારા રસ્તામાં તો ચાલતાં ચાલતાં પણ અમે આકાશ તરફ નજર નાખી શકીએ છીએ અને ઠેસ વાગવાનો પણ ભય રહેતો નથી.

---

# પ્રકરણ ૬ ઠું

અમારાં બંધારણોમાં અમારા રાજ્યબંધારણની ઉપર તમારા લોકોએ વધારેમાં વધારે ટીકા કરેલી છે અને તિરસ્કાર બતાવ્યો છે. પરદેશી લોકો અમારા અમલદારોની લાંચ લેવાની રીતથી બહુ અકળાઈ જાય છે અને અમારા અમલદારોના ટુંકા પગારથી તેઓ લાંચની લાલચમાં પડી જુલમ કરે છે એ વાત ઉપર ભાર મૂકે છે. આ રૂઢિ જે દેખીતીજ વખોડવા લાયક છે એના બચાવમાં હું એક શબ્દ પણ કહેવા માગતો નથી. છતાં લાચ રૂશ્વતનો સડો જયારે જયારે તમારામાં જોવામાં આવે છે ત્યારે ત્યારે તેની માઠી અસર જેટલી તમારામાં નીપજે છે તેટલી માઠી અસર અમારી લાંચ રૂશ્વતોની હોતી નથી. તમારામાં રાજ્ય સત્તાનો કાબુ એટલો તો જામેલો છે કે કોઇ પણ લોકો રાજ્યનાં બંધારણો વિના નભી શકે એવું તમે માનતાજ નથી. પણ અમે તે વિના નભી શકીએ એવી અમારી સ્થિતિ છે. અમારા સુધારાની સાદાઇ, અમારી સામે કોઇ પણ ન થાય ત્યાં સુધી જળવાઈ રહેતી અમારી શાંતતા, અમારાં કુટુંબોનાં બંધારણ, આ બધી વસ્તુઓએ અમને રાજ્યસત્તાના કાબુથી અલગ રાખ્યા છે. અમારી રાજધાનીની અંદર કંઇ કાર્ય થાય અથવા ન થાય તેની અસર આમની ઉપર ભાગ્યેજ થાય છે. મતલબમાં જયારે રાજ્યકારભાર લોકમતને અનુસરીને ચાલે છે, ત્યારેજ તે કારભારે લોકોની ઉપર અસર કરી એમ અમારે વિષે ત્રાહિત માણસ કહે. હકીકતમાં તો એમ થયું કે એ રાજ્યકારભાર એ રાજ્યસત્તા નહિ પણ ખરેખરી લોકસત્તા ગણાય. તમે લોકો જેણે ચીનમાં મુસાફરી કરી હોય તેઓને

તો કડવો અનુભવ થયો હશે કે અમારા રાજ્યાધિકારીઓએ તમારી સગવડને સારૂ કે તમારી બીકને લીધે આમની ( પ્રજાવર્ગે ) પાસે કંઇ પણ કરાવવા માગ્યું હશે તે આમને પસંદ નહિ આવ્યું હોય તેથી અધિકારીઓના હુકમ છતાં તેનો અમલ નહિ. અમારાં રાજ્યો બીજાં રાજ્યોની સાથે ગોઠવણો કરે, કરારનામાં લખે, પણ જો લોકમત તે કબૂલ ન કરે તો એ બધાં લખાણો રદ્દી કાગળના કટકા બરાબર પડયાં રહે છે. જયારે આ પ્રમાણે હજારો વર્ષોથી લાખો માણસો રાજયસત્તાની સામે બળ કર્યા વિના, તેને નહિ ગણકારીનેજ થયા હોય ત્યારે એ રાજયસત્તા નકામી પડી રહે છે, અને તમારે યાદ રાખવું ઘટે છે કે અમારા અધિકારી-ઓની મારફતે તમારી ઇચ્છાઓનો અમલ અમારી ઉપર કરવાને માગો તે જયાં સુધી અમારી સમ્મતિ ન હોય ત્યાં સુધી ફોકટ પ્રયત્ન સમજવા. ગમે તેટલી તોપોનું બળ જયાં હજારો માણસો હાથ ઝાલીને બેઠા રહે ત્યાં નથી ચાલી શકતું. અમારી અખૂટ વસ્તીરૂપી મહાસાગરમાં અમારા રાજયની સાથે તમે કાંઇક લડાઈ ચલાવો તેથી તેનાં મોજાં ઉપર કંઇક ફીણ તમે જોઇ શકશો પણ જેમ મોજાં ગમે તેવાં ઉછળતાં હોય તો પણ સપા-ટીની નીચે રહેલું મહાસાગરનું પાણી સદાય સ્થિર રહે છે તેમજ અમારા રાજય ઉપર તમે ભલે કંઇ અસર કરી શકો, પણ લોકો તો સ્થિરજ રહેવાના. જો અમારા લોકોની ઉપર કંઇ પણ અસર કરવાની કોઇ આશા રાખે તો તે અમારાં દિલ અને અમારી બુદ્ધિનેજ સમજાવવાથી બનવા યોગ્ય છે. તમે ન સમજી શકો એટલે દરજજે આમારા રાજયની સ્થિતિ લોકોની અનુંમતિ ઉપર

આધાર રાખે છે. તમે જે કંઇ તમારા મોટા મોટા કાયદાઓ, કાનુનો અને એવાં બંધારણોની મારફતે મેળવવાનો ફોકટ પ્રયત્ન કરો છો તે અમે લોકોનું મન સમજી તેને રીઝવી વગર કાયદે અને વગર બંદુકે ઝપાટાથી કરી શકીએ છીએ. અમારાં રાજ્યો એ પશુબળ ઉપર સ્થપાયાં નથી. જે સ્થિતિ લોકોએ તેને વિષે જાણ્યે અજાણ્યે ઈચ્છી છે તે સ્થિતિ અમારાં રાજ્યો પામ્યાં છે. જે જે ફેરફારો અમારી રહેણી કરણીમાં થયા છે તે લોકોની ઇચ્છાથી અને કસોટીમાં તે પસાર થવાથી થયેલા છે. એટલે બીજા માણસે ઘડીને અમારી ઉપર મુકી દીધેલું ધોરણ એનું નામ કાયદો નથી. પણ કાયદો એ તો લોકોએ માગેલી વસ્તુની પ્રતિમા છે, અને તમે તપાસ કરશો તો જોઇ શકશો કે અમારા બધા કાયદા એ લોકોએ તે ઘડાયા પ્રમાણે ચલાવેલી રહેણીની નોંધ છે. આમ હોવાથી ચીનની રાજ્યસત્તા એ સ્વછંદે ચાલતી નથી તેમ તેના વિના અમારૂં ગાડું અટકી પડે એવી પણ તે નથી. અમારાં રાજ્યખાતાં બધાં નાશ પામે તો પણ લોકોની જીંદગીનો પ્રવાહ તેના પહેલાં ચાલતો તેવોજ પછીથી ચાલ્યા કરશે. જે કાયદાને અમે તાબે રહીએ છીએ, તે કાયદો અમારા દિલના ઉંડા અવાજો છે. તે અવાજો ખરા કે ખોટા એ અમે સેંકડો વરસના અનુભવથી પારખી શકીએ છીએ. અને તે કાયદાને અમે હંમેશાં શરણે રહીએ છીએ. ભલે ગમે તે થાઓ પણ અમારાં કુટુંબો અને તેનાં ધોરણો, અમારા મનની સ્થિતિ, અમારી વ્યવસ્થા, અમારો ઉદ્યોગ, અમારો દુરંદેશી સ્વભાવ એ બધાં અચળ રહેશે અને તેથીજ ચીન જેવું છે તેવું બહુ પુરાણા વખતથી ટકી રહ્યું છે. અમારા

રાજ્યોમાં અધિકારીઓને બરાબર ઠસેલું છે કે તેઓનું કામ રાજ્ય ચલાવી હુકમ કરવાનું નથી. પણ તેઓનું કામ લોકોના મતને અધીન થઇ તેઓના સેવક તરીકે રહેવાનું છે. ચીન કદી ફરતુંજ નથી. જે ઉપર ઉપરની ધાંધળ ચીનમાં હાલ તમે જુઓ છો તે કંઇ અમારા સુધારાની તુટતી દશાની નિશાની નથી.

હવે તમારાં રાજ્યનું બંધારણ જરા તપાસીએ. તમારી પાસે અચળ કાયદા નથી પણ સ્વછંદે પડેલા અપૂર્ણ અને અસંખ્ય ધારાઓ છે, તમે જે વાવો તે વખતો વખત તમારે ફેરવવુંજ પડશે. મીલકત વિષેના કાયદા, વિવાહના, ધર્મ સંબંધી, નીતિ સંબંધી, વર્ગો સંબંધી કાયદા કે જેની અસર માણુસ જાતના એક બીજા વચ્ચેના સંબંધ ઉપર ઘણી થાય છે તેને તમે જડમૂળથી ઉખેડી કાઢયા છે. તેથી રાજ્યસત્તાનું પ્રબળ તમારામાં ખૂબ વધ્યું છે. તેના બળથીજ તમારાં મંડળો ટકી રહ્યાં છે. એટલે અમે ન સમજી શકીએ તેટલી હદ સુધી તમારામાં રાજ્યસત્તા પહોંચી વળી છે, અને મને તો આવો તેનો ફેલાવો એજ તેની એબ જણાય છે. પણ હું જોઉં છું કે તેમાંથી તમે છુટી શકો એવું નથી. તેથી વધારે તાજુબી ઉપજાવનાર તો એ વાત છે કે જે સાધનોની ઉપર તમરો રાજકારભાર ચલવવાની તમે આશા રાખો છો તે સાધનો એટલાં બધાં અપૂર્ણ છે. હંમેશાં યોગ્ય માણુસોને પસંદ કરવાની ચોક્કસ રીત ન મળી શકે એ સમજાય એવું છે, પણ જે માણુસોને જબરા કારભારો સોંપો છો એ લોકોની લાયકાત તપાસવાને સારૂ તમે પ્રયત્ન પણ નથી કરતા એ તો અજાએબી ભરેલું છે. અમે જે પ્રકારની પરીક્ષા લઇને અમારૂ

કારભારીમંડળ પસંદ કરીએ છીએ એને તમે ખૂબ વખોડો છો અને તમારી ટીકા કેટલેક દરજ્જે ખરેખર હોય છે. તમે પણ તાબાના અમલદારોને પસંદ કરવામાં પરીક્ષાનું ધોરણ રાખો છો તેથી એટલું તો બને છે કે એવી જગ્યાઓ ગરીબ અને તવંગર બધા જે પોતાની હુશિયારી સાબીત કરી આપે તેને મળી શકે. તમારી બીજી રીત જે મત આપીને ચુંટણી કરવાની છે તેના કરતાં તો આ પરીક્ષા એ સરસ છે. કેમકે ચુંટણી કરવાની રીતમાં કંઇ પસંદ કરવા જેવું જોવામાં આવતું નથી. તમે એમ કહો છો કે ચુંટણી કરવાથી તમે લોકમતને સર્વોપરિ ઠરાવો છો પણ હકીકતમાં તેવું કંઇજ નથી અને ન હોઇ શકે એ તમે તમારા દિલમાં ખરેખર સમજો છો. જે વસ્તુ સર્વોપરિ છે તે તો અમુક સંસ્થાઓના સ્વાર્થી વિચારો છે. જમીનદાર, દારૂના પીઠાવાળા અને રેલવેના ધણી, તેઓ તમારી ઉપર રાજ્ય ચલાવે છે; અને તમારૂં બંધારણ જે પ્રકારનું હાલ છે તેવું રહેશે ત્યાં સુધી બીજી શી આશા રાખી શકાય ? હું જાણું છું કે તમારામાં એક પક્ષ એવો છે કે જે એમ માને છે કે મજકુર સંસ્થાઓની સામે અંતે પ્રજાનું બળ ફાવી શકશે. હું તો એ વાત માનતો નથી. પણ કદાચ એવું બનવા લાયક હોય તો તે કરવા લાયક નથી. કારણ કે તમારા ધોરણમાં તો પ્રજામંડળ એ એક નોખી સંસ્થા થઇ પડી, અને તેનો સ્વાર્થ એ બીજા સ્વાર્થોની સામે વિરોધી રહ્યો. કેમકે તમે તો એમ ધારો છો કે જુદાં જુદાં મંડળોને જેમ કુસ્તીના અખાડા ઉપર મલ્લોને એકઠા કરવામાં આવે તેમ તમારા રાજવી અખાડા ઉપર એકઠા કરી તેઓને એક બીજાની સામે

લડાવી તેમાંથી તમે તેઓની એકતા ઘટાવી લેવા માગો છો. આ તો રેતીનું રાંઢવું બનાવવા જેવું થયું. ચીના લોકો કે જેણે હંમેશાં નીતિ અને બુદ્ધિને પ્રથમ પદવી આપેલી છે તેઓ તમારૂં આવું બંધારણ પસંદ ન કરી શકે એટલુંજ નહિ પણ તેની સામેજ થાય. મહાન કાર્યો પ્રજાના હિતને સારૂ કર્યાં હોય, ત્યારે પ્રજામાંથી બુદ્ધિમાન, નીતિમાન, અને અનુભવી માણસોને શોધી કાઢવાનો બીજો સરળ રસ્તો હોવોજ જોઇએ, અને તમારાં વિદ્યાલયો ઉપર જયારે હું નજર ફેરવું છું અને તમારામાં રહેલા જ્ઞાની પુરુષોનો થયેલો અનુભવ યાદ કરૂં છું ત્યારે હું જોઉં છું કે એવા પ્રકારના માણસો તમારામાં પડયા છે પણ એવા માણસને પસંદ કરવાનાં સાધન તમે હાથે કરીને ફેંકી દીધાં છે. કેમકે શુદ્ધ બુદ્ધિવાળા અને સ્વાર્થ વિનાના માણસોની તમારા બંધારણ પ્રમાણે ચુંટણી થઇજ ન શકે, અને તેથી તેઓની સેવાનો લાભ તમને મળી ન શકે. કેમકે પાર્લામેન્ટના મેંબર થવું એ પણ તમારામાં એક ધંધો થઇ પડયો છે અને એવા મેંબર થવાને સારૂ જે ગુણો જોઇએ તે ગુણો ખરી લોક સેવાને સારૂ જોઇતા ગુણોના વિરોધી છે.

---

# પ્રકરણ ૭ મું

જયારે જયારે પ્રજાઓની વચ્ચે ગંભીર તફાવતો રહેણી કરણીને વિષે હોય છે ત્યારે ત્યારે તેઓની વચ્ચે ઘણે ભાગે ધર્મભેદ પણ હોય છે કેમકે ; ખરૂ જોતાં રાજયસત્તા એ શરીર છે અને તેનો ધર્મ એ તેનો આત્મા છે. એટલે કે રાજયસત્તારૂપી શરીર એ તે રાજયની પ્રજાના ધર્મરૂપી જીવના ધોરણે ચાલે હાલે છે. ધર્મનો અર્થ હંમેશાં આવો ઉદાર નથી હોતો એ હું જાણું છું. ઘણી વખત તો તેનો સાંકડો અર્થ કરવામાં આવે છે અને ધર્મ અને વહેમની વચ્ચે કંઇ ભેદ પણ જોવામાં આવતો નથી. તોપણ મેં વહેમ અને ઢોંગનો સમાવેશ ધર્મ શબ્દમાં ગણ્યો નથી. એટલે હું તો મારી દલીલ ખરા ધર્મ ઉપરજ રચું છું. મારે એટલું તો તુરત કબુલ કરી લેવુ જોઈએ કે ધર્મ અને વહેમ તે બન્ને બહેનપણીની માફક જેમ બીજા મુલકોમાં તેમ ચીનમાં પણ વસતા જોવામાં આવે છે. બૌદ્ધ ધર્મ અને ટાઓનો ધર્મ એ બન્નેમાં જેમ ખ્રીસ્તિ ધર્મમાં છે તેમજ ઢોંગધતુરા ખૂબ રહેલા છે. અમારા સાધારણ લોકો મંતર જંતરથી અને બીજાઓએ કરેલી પ્રાર્થના-ઓથી કુદરતની ગતિ ફેરવી શકાય અને પોતાનો અંગત સ્વાર્થ સાધી શકાય એવું માને છે. ભૂતપ્રેતનું અસ્તિત્વ પણ તેઓ માને છે. પણ તમારા ઢોંગને જેમ તમે ખ્રીસ્તિ ધર્મ છે એમ માનશો નહીં તેમ અમારા ઢોંગોને પણ અમે અમારા ધર્મ તરીકે ગણતા નથી. એને તમે અને અમે બધા માણસ જાતની નબળાઇનું ચિહ્ન ગણીએ છીએ. જે ધર્મની ઉપર અમારો સુધારો ચણાયો છે તે તો જુદોજ છે અને તેને વિષે હું કંઇક સમજુતી આપવા માગું છું.

કેટલીક વખત એમ કહેવાયું છે કે કોન્ફ્યુશીયસે શીખવેલ નીતિ એ ધર્મ નથીજ, અને જો બાહ્ય રીતરિવાજો અને ક્રિયાઓમાં ધર્મનો પૂરો સમાસ થતો હોય તો બેશક કોનફ્યુશીયસની નીતિ એ ધર્મ નથી. કેમકે એ મહાત્માએ કુદરતથી વિરુદ્ધ જણાતું અને જેનો માણસને અનુભવ નહીં મળી શકે એવું શિક્ષણ આપ્યુંજ નથી. વળી એવો આરોપ મુકવામાં આવે છે કે આ શિક્ષણમાં નીતિના કેટલાક સરસ નિયમો સિવાય બીજું કંઇ છેજ નહીં. આ વાત પણ કેટલેક દરજ્જે ખરી છે. કેમકે આ અમારા ધર્મશિક્ષકનો હેતુ એજ હતો કે કોઇ પણ પ્રકારે લોકો ખરે રસ્તે જાય એ તેને શિખવવું: પણ કોન્ફ્યુશીયસની નીતિ એ માત્ર શિક્ષણ નથી. તેનાં સૂત્રો પોપટની માફક પઢી જવાથી બસ ગણાતું નથી. પણ તેનાં સૂત્રો ઉપર અમારી જિંદગી પરોવાયેલી છે. તેની નીતિ એજ અમારી જિંદગી છે. કેમકે એજ હમારી રહેણી છે. તેનું શિક્ષણ અમારા નિત્ય નિયમોમાં અને અમારી બધી કારરવાઇઓમાં ગુંથાઇ ગયેલી છે. કુટુંબ અને રાજ્યની એકતા તેનો નિકટ સંબંધ—એ બધું અમે અમારા વડવાઓને પૂજીને જાળવી શકીએ છીએ. રાજ્ય એ એક મોટું કુટુંબ છે. અને કુટુંબ એ એક છોટું રાજ્ય છે. અને બન્નેનો આધાર એક બીજાની સહાય ઉપર છે. એ અમારા માબાપો તરફના અમારા પૂજ્યભાવ ઉપરથી અમે બચપણથી શીખતા થઇએ છીએ, અને તે પ્રમાણે સ્વાભાવિક રીતે અમારી જિંદગીનો પ્રવાહ ચાલે છે. શુદ્ધ ચીનો ભલે બૌદ્ધ કહેવાય, તાઓનો માનનારો ગણાય કે ખ્રીસ્તિ ગણાય પણ તેની જિંદગી તો મહાન કોન્ફ્યુશીયસના ધોરણ

પ્રમાણે ચાલે છે. તેને મન જે ગયા અને જે હવે પછી થનારા છે તે અને હાલ અસ્તિત્વ ભોગવનારા છે તે બધા એકજ છે અને એકેક તે આખાનો ભાગ છે એમ તે દ્દઢતાપૂર્વક માને છે, આ ઉપરથી અમે અમને સંતોષ થાય એવી રીતે ઘટાવી લઇએ છીએ કે માણસ માત્ર અમર છે અને તેમાંના કેટલાંક ક્ષણભર પૃથ્વી ઉપર રહેતાં જોવામાં આવે છે. આમ વડવાઓની પૂજામાં ઘણું મોટું રહસ્ય રહ્યું છે એમ જોઇ શકાય છે.

વળી એ મહાત્માનું બીજું શિક્ષણ તે એવું છે કે દરેક માણસ જાતમહેનત કરવાને પેદા થયો છે. અગાઉથી નહીં વહેમાયેલા એવા તમારા મુસાફરો જે પહેલાં ચીનમાં આવ્યા તેઓએ જોયું કે દરેક વરસમાં એક વખત અમારો શહેનશાહ પોતાને હાથે હળને અડકે છે અને હળ ચલાવે છે. આ રિવાજ જોઇ એ મુસાફરો ચકિત થયેલા, તેઓએ તેમાંથી જોયું કે શહેનશાહથી ગરીબમાં ગરીબ માણસે ધરતી કે જેમાંથી આપણે પેદા થયા છીએ તેમાં મજુરી કરવી એને ધર્મનું અંગ માન્યું, અને તેવા વિચારથી અમે પૃથ્વીને માતા તરીકે પૂજીએ છીએ, અને આકાશ કે જેમાંથી આપણને તેજ મળે છે અને વરસાદ મળે છે તેને પણ અમે પૂજીએ છીએ. પૃથ્વી વિના માણસ ન નભી શકે એમ સમજીને દરેક માણસને ઓછી કે વત્તી જમીન હોઇ શકે એવું અમે ધોરણ રાખ્યું છે, અને તે જમીન ઉપર બધાએ ભાઇચારામાં શાંતિથી એક બીજાની કાપાકુપ હરિફાઇ કર્યા વિના મજુરી કર્યા કરવી એ અમારૂં અચળ બંધારણ છે, અને છેવટમાં એ ધર્મનું એવું પણ શિક્ષણ છે કે જીવ માત્રનો સમૂહ એ એક મહા પુરુ-

ષમાં સમાએલો છે. એ મહા પુરુષ તે આ લોક અને પરલોક સંધાણુ છે અને આ પૃથ્વીને સ્વર્ગમય કરવાને સારૂ માણસે નિરંતર શ્રદ્ધા રાખી એક ક્ષણ પણ થોભ્યા વિના મજુરી કરવી અને તે મજુરી મારફતે તેના કિરતારના ગુણ સમજવા અને ગાવા. જે વર્તનમાં આ ત્રણ રહસ્ય રહ્યાં છે એ જો ધર્મ ન હોય તો બીજી ઇ વસ્તુને ધર્મ કહેવો એ સમજી શકાય તેમ નથી. મેં ઉપર જણાવ્યું છે તેમાંથી હું એમ કહેવા નથી માગતો કે ચીનની આખી પ્રજા સમજપૂર્વક ઉપલું રહસ્ય જાણે છે. મારો અનુભવ તો એવો છે કે કોઇ પણ દેશમાં પ્રજા આમ વિચારપૂર્વક વર્તતી નથી. પણ અમારા લોકો અમારૂં ધોરણ ભલે ન સમજતાં હોય તો પણ તે મુજબ ચાલે છે એવો દાવો હું કરૂં છું. કેમકે એવી રીતે અમે ઘડાયેલા છીએ કે જે માણસ મજુરી કરવા ઇચ્છે નહીં અને બીજાની સાથે ભાઇ તરીકે વર્તે નહીં તે માણસ અમારામાં વસીજ ન શકે.

---

# પ્રકરણ ૮ મું

આમ મેં તમને અમારા ધર્મનું રહસ્ય સમજાવ્યું. હવે ખ્રીસ્તિ ધર્મ જેવો મને જણાયો છે તેવો તમારી પાસે મૂકી આપણા બન્નેના ધર્મનો મુકાબલો કરવા માગું છું. પણ એ કામ કઠિન છે એમ જાણું છું. પણ તમારા મુલકમાં રહીને જે મેં જોયું છે અને તમારાં પુસ્તકો વાંચી જે મેં વિચાર્યું છે તે ઉપરથી મને જે જણાયું તે તમારી આગળ રજુ કરૂં તેમાં ખોટું નહિ ગણાય. તમારા ધર્મમાં સત્ય કેટલું છે એ વિષે બોલવા હું મને પોતાને લાયક નથી ગણતો. તેની અસર તમારી સંસ્થાઓ ઉપર કેવી થઇ છે અથવા કંઇ થઈ છે કે નહિ તે વિષે મારા વિચાર જણાવવાની રજા લઉં છું, અને એ વિચાર કરતાં હું જોઉં છું કે તમારા ને અમારા સુધારા વચ્ચે બહુ તફાવત છે. તમારાં મંડળોનાં બંધારણ ધર્મ ઉપર રચાયેલાં લાગતાં નથી. તેમાં મને આશ્ચર્ય નથી લાગતું. કેમકે તમારા ધર્મમાં જાત મહેનતની તો કેમ જાણે વાતજ ન હોય એવી તમારી રહેણી જોવામાં આવે છે. તમે વગર મહેનતે સ્વર્ગમાં બેસી જઇ ધ્યાન ધરવા માગતા હોય એવું જણાય છે. માણસ માત્ર એક છે એમ સમજવાને બદલે તમે એમ માનતા દેખાઓ છો કે એકતા તો સ્વર્ગમાંજ ભોગવવાની છે. આવો વિચાર અમારા કરતાં સરસ છે કે ઉતરતો તે વિષે હું કંઇ નહિ બોલું. તમારી આવી માન્યતાનું પ્રથમ પરિણામ એ આવ્યું કે તમારા ધર્માચાર્યોએ દુન્યવી રહેણીને એક કોરે મેલી, ભીખ એજ ભારે છે એમ મનાવ્યું, બુદ્ધિનો નાશ થયો ને અરસ્પરસ લડાઇ ચાલી. આવી સ્થિતિમાંથી તમે પછી નીકળી આવ્યા.

અને તમે તદન દુનિયાદાર બન્યા, બધું તમારી આંખે જોવા માગ્યું, કુદરતની શક્તિઓ ઉપર કાબુ મેળવવા માગ્યો, પૈસા એકઠા કરવાનો લોભ વધ્યો અને સત્તા મેળવવા તરફ તમે દોડયા. તે વખતથી આજ સુધી તમે નામે ખ્રીસ્તિ રહ્યા છો. પણ તમારી સંસ્થાઓમાં ખ્રીસ્તિ ધર્મની અસર છેજ નહિ. તમે તો ધર્મને રાજ્ય-કારભારમાંથી તદન અલગ રાખ્યો છે અને તમારી કરણી સાથે ધર્મને સંબંધજ નથી રહ્યો. તમારૂં મંડળ આર્થિક અને રાજ્ય કારભારી શક્તિઓને વશ થઇ વર્તે છે, અને તેનું પરિણામ શું આવ્યું છે તે હું અગાઉ બતાવી ગયો છું.

આમ જોકે તમારૂં મંડળ માત્ર આર્થિક પાયા ઉપર રચાયું છે તોપણ તમે ધર્મને તમારામાં નામ રૂપે રહેવા દીધો છે. તમે વાતોમાં ધાર્મિક વિચારો બતાવો છો. તે પ્રમાણે આ દુનિયામાં ન ચાલી શકાય એમ કહી તમારી મરજી મુજબ તમારી રહેણી રાખો છો.

મારા આ વિચારથી તમારામાંના કેટલાક ગુસ્સે થશો. પણ મારૂં કહેવું બરોબર છે કે નહિ તેનો આપણે દાખલો લઇએ. જીસસે દરેક જગ્યાએ ખુનામરકીને વખોડી છે. વેરભાવ કોઇની સાથે ન રાખવો એ તેણે ઘણા દાખલા દલીલોથી શીખવ્યું છે. તેણે કહ્યું છે કે "જો તમને કોઇ જમણા ગાલ ઉપર તમાચો મારે તો તેને ડાબો ગાલ પણ ધરજો" આ વાકય તે આવેશમાં બોલેલ નથી. તેના દીલના એ ઉદ્‌ગાર છે, અને પોતાની રહેણીમાં તે શિક્ષણ તેણે અમલમાં મુકયું છે. એટલે જીસસે આ દુનિયામાંજ તે પ્રમાણે ચાલવાનું બતાવ્યું છે એનો ઇન્કાર કોઇ નહિ કરી

શકે. ભલે એમ કોઇ કહે કે જો તે પ્રમાણે માણસો વર્તે તો રાજ્યો ન ચાલે, મંડળો વિખરાઇ જાય, ને લુચ્ચાઓને દંડ ન દેવાય તો ગરીબ શાંતિથી ન રહી શકે; પણ એવું કહેનાર માણસ પોતાને ખ્રીસ્તિ ન કહી શકે. પશ્ચિમની પ્રજાઓ તો સદાય લડતી આવી છે. ખુનામરકી એ તો તેમનો ખોરાક છે, શરીર બળને તો તેઓ પૂજે છે. એટલે તેઓ ચોખ્ખી રીતે જીસસના શિક્ષણનો અનાદર કરે છે ને તેમ છતાં પોતાને ખ્રીસ્તિ કહેવડાવવા માગે છે. જીસસના શબ્દોને મરડી મચડીને તેઓ ઉલટો અર્થ આપે છે, અને પોતાનાં જેલખાનાંઓ, ફાંસીની સજાઓ, પોતાની બધી લડાઇઓનો બચાવ જીસસના શિક્ષણમાંથી કરે છે. તમારી અન્યાયી લડાઇઓનો બચાવ પણ તમે તેવીજ રીતે કરો છો. અમારા મુલક પર તમે ચડાઇ કરી તેમાં કયો ન્યાય હતો? તમારા એક ખ્રીસ્તિ રાજાએ પોતાના સિપાઇને અમારા મુલક ઉપર મોકલતી વેળા જીસસનું નામ વાપરીને તેઓને કહ્યું કે અમને મારી નાખવા એટલુંજ નહિં પણ અમે ઘવાયેલા હોઇએ તો એવી સ્થિતિમાં પણ છોડવા નહીં. આ ઉપરથી જોઇ શકાય છે કે કદાચ કેટલાક ખાસ માણસો જીસસના શિક્ષણ પ્રમાણે નિર્વેર થઇ વિચરતા હશે તો પણ તેની છાપ તમારી સમગ્ર રહેણી ઉપર મુદ્દલ નથી પડી. જીસસેજ કહ્યું છે કે માણસોની પરીક્ષા તેની કરણી ઉપરથી કરાય. તમારી કરણી ઉપરથી જે પરીક્ષા મેં કરવા પ્રયત્ન કર્યો છે તેમાં મને લાગતું નથી કે કંઇ દોષ હોય. તેજ ન્યાયે વિચારતાં ખુનામરકી જ્યાં ઓછામાં ઓછી જોવામાં આવે છે એવો દેશ તો ચીનજ છે. ત્યાંજ નીતિને ખરૂં સ્થાન

મળ્યું છે. ત્યાંજ જ્ઞાનને ખરૂં માન છે. હું કદાચ મારા લોકોને વિષે ભરમાઇને વધારે પડતું કહેતો હોઉં એમ તમને લાગે તેટલા સારૂ તમારોજ એલચી સર રોબર્ટ હાર્ટ અમારા મુલકમાં રહેતો હતો તેના વિચાર મારા બોલના ટેકામાં રજુ કરૂં છું.

સર રોબર્ટ હાર્ટ કહે છે કે "ચીનાઓ સુનીતિમાન, કાયદાને માન આપનાર, ચતુર, ઉદ્યોગી ને કરકસરીઆ છે. તે એવા હુશિયાર છે કે ગમે તે જ્ઞાન શીખી શકે છે ને ગમે તે કામ કરી શકે છે. તેઓ અત્યંત વિનયવાન છે. તેઓ વિદ્યાના પૂજક છે, અને સત્યના ઉપર તેઓની એવી આસ્થા છે કે તેને બચાવવાને સારૂ શરીર બળની જરૂર હોય એવું તેઓને કોઇ કાળે પણ જણાતું નથી. તેઓ ઉદાર છે, દયાળુ છે ને હંમેશાં સારાં કામો કરવાનું તેઓને ગમે છે. પોતાની ઉપર થયેલો ઉપકાર કદી ભૂલતા નથી ને તેનો બહુ ગણો બદલો વાળે છે. જો કે પૈસાની સત્તા તેઓ જાણે છે છતાં તેઓ માને છે કે પૈસાથી માણસની લાયકાતનું માપ થાયજ નહીં. તેઓ સરસ ને ભરોસાપાત્ર કારીગર છે. તેઓ માબાપને જેવું માન આપે છે તેવું દુનિયામાં બીજે કયાંયે નહિ અપાતું હોય. એ માન ઉપર તેઓની રહેણીનું ચણતર ચણાયું છે."

આ પુરાવાથી વધારે સારો પુરાવો આપવાની જરૂર જોતો નથી. અમારા ધર્મના નિયમોથી અમારી હંમેશની સ્થિતિ એવી ઘડાઇ ગઇ છે કે જીસસનું દયા ધર્મનું–મૈત્રીનું–સૂત્ર અમે પાળીયે છીએ ને તમે તેને કચરો છો. અને તમે અમારા મુલકમાં આવી અમને શીખવવા લાગ્યા છો કે જે ખરૂં છે તે ખરૂં છે તેથીજ તે જીતશે નહિ પણ તેને તલવારની મદદની જરૂર છે અને એવું

અમે પણ તમારે સંગે શીખવા લાગ્યા છીએ. અમે જયારે તે શીખી લેશું ત્યારે શું પરિણામ આવશે તે કહી શકાતું નથી. તમે નિઃશસ્ત્ર ચાળીસ કરોડની વસ્તીને હથિયારબંધ થતાં શીખવો છો. આ તમે જીસસના નામે અમને જણાવો છો. અમે તમને કન્ફ્યુશીયસને નામે જવાબ દઇશું. પણ તેનાં માઠાં પરિણામનો વિચાર તમે કર્યો છે? અમે તમારી ઉપર વેર લેવાના ગાંડપણમાં તેનો ઉપયોગ નહિં કરીયે તો?

---

## પ્રકરણ ૯ મું

આજ સુધી **ચીન** અને પશ્ચિમ વચ્ચેના રાજય પ્રકરણી અને વ્યાપારી વહેવાર ઉપર અને તેમાંથી બનેલા દુઃખદ બનાવો ઉપર મેં વિગતવાર કંઇ લખ્યું નથી. તેને બદલે અમારા સુધારાનું અદલ સ્વરૂપ બતાવીને તમારી લાગણી ખેંચવાનો મેં પ્રયત્ન કર્યો છે, તમારા અને અમારા સુધારા વચ્ચેના તફાવત બતાવ્યા છે અને તે સુધારાના વિરોધીપણાને લીધે આપણી વચ્ચે એકતા થવી એ કેટલું મુશ્કેલ છે તે બતાવ્યું છે. પણ હું સમજું છું કે વાંચનારને ખરો ચિતાર આપવાને સારૂ વિશેષ કહેવાની અને હાલમાં બનેલા બનાવો તરફ ધ્યાન ખેંચવાની જરૂર છે. વાંચનાર કહી શકે છે કેઃ “ તમે કહો છો તે ગુણ તમારા લોકો (ચીના)માં હોય, તમે ખરેખર ન્યાયી, પ્રામાણિક અને ગરીબડા હો તો તમારા લોકોએ જે ગુન્હા અમારા પશ્ચિમના માણસોને વિષે કર્યા, અને જે

ગુન્હા સાધારણ નીતિ જાળવતા માણસોની વચ્ચે નહીં બનવા જોગ છે તે કેમ કર્યા ? તમે અમને ( પશ્ચિમવાળાને ) તમારા કરતાં ઓછા કેળવાયેલા અને ઓછા દયાળુ ગણો છો છતાં અમારાં હૃદય પણ તે ગુન્હાઓથી કંપી જાય છે એવા ગુન્હા તમે કેમ કર્યા ? ”

જવાબમાં હું કહીશ કે: “ ચીનાઓ માત્ર સંત પુરૂષ છે એવો દાવો મેં કોઇ દિવસ કર્યો નથી. હું કહી ગયો છું અને ફરી પણ કહું છું કે જો અમારા લોકોને છેડવામાં ન આવે અને જે રહેણી અને નિયમો તેમને પસંદ છે તેનો ભંગ કોઇ ન કરે તો તેઓ દુનિયાની બધી પ્રજાઓમાં સહુથી વધારે ગરીબડા અને સુલેહ જાળવનારા છે. એટલે જો પોતાનાં હંમેશનાં દબાણો તજી હદ ઓળંગીને તેઓ ગાંડાતુર બની ગયા હોય અને માણસ જાતમાં ઉંડાણમાં રહેલું પશુપણું તેઓએ બતાવ્યું હોય તો તે સાબીત કરી આપે છે કે તેઓની લાગણી અત્યંત દુઃખાયેલી અને ઉશ્કેરાયેલી હોવી જોઇએ. એ લાગણી કેટલે દરજ્જે ઉશ્કેરાઈ હશે એ તમે ભાગ્યેજ જાણી કે સમજી શકો, તેથી ટુંકમાં તેનું વર્ણન કરવાની હું રજા લઉં છું. ”

તમારા વેપારીઓ જયારે પ્રથમ ચીનમાં દાખલ થયા ત્યારે તેમને અમે નોતર્યા ન હતા, છતાં અમે તેમનો સત્કાર કર્યો. અમે તેમને વધાવી નહીં લીધા, પણ અમે તેઓનું અપમાન પણ ન કર્યું. જ્યાં સુધી અમારા નિયમોનો તેઓ ભંગ નહોતા કરતા ત્યાં સુધી અમે તેઓનો વેપાર ચાલવા દેતા હતા. પણ એટલી શરત હમેશાં હતી કે તે વેપારીઓએ અમારી સંસારી કે

રાજ્યપ્રકરણી બાબતમાં હાથ ઘાલવો નહીં. અને શરૂઆતમાં તમારા લોકોએ ઘણે ભાગે આ શરત જાળવી રાખી હતી. અને તેથી આપણી વચ્ચે નોંધ લેવા જેવો ઝગડો નહોતો થયો. પણ વખત જતાં તમે પોતે જેનો બચાવ નહિ કરી શકો એવા વિષય ઉપર આપણી વચ્ચે તકરાર થઇ. તમારા વેપારનો મોટો ભાગ અફીણનો હતો. અમે જોયું કે આ ઝેરી વસ્તુ વાપરવાથી અમારા લોકોની નીતિ અને તંદુરસ્તી બગડવા લાગ્યાં, તેથી અમે અફીણનો વેપાર બંધ કર્યો. પણ તમારા વેપારીઓએ અમારા કાયદાને માન આપ્યું નહીં, અને છુપી રીતે તેનો ભંગ કર્યો. દગાથી અફીણ અમારા મુલકમાં તેઓ દાખલ કરવા લાગ્યા. અને છેવટે આ પ્રમાણે દાખલ થયેલું અફીણ જપ્ત કરવાની અને તેને બાળી નાખવાની અમને ફરજ પડી. તમારી સરકારે અમારા આ વાજબી કામને લડાઇનું કારણ ગણ્યું. અમારા મુલક ઉપર ચડાઈ કરી. અમારી પાસેથી નુકસાનીનો બદલો લીધો, અને હોંગકોંગ નામનો અમારો ટાપુ અમારી પાસેથી ઝુંટવી લીધો. આ કાર્યથી બ્રિટીશ પ્રજાની ન્યાયબુદ્ધિ વિષેનો અમારો મોહ ગયો. પછી કેટલાંક વરસ વીત્યા બાદ વાવટો કોનો ઉડે એવી નજીવી બાબત ઉપર તમારા રાજ્યે તકરાર ઉઠાવી. અમે તો હજુ માનીએ છીએ કે અમારી દલીલ વાજબી હતી. છતાં તમે ફરી અમારા ઉપર ચડાઇ કરી. અને તમારૂં અપમાન થયાનું બહાનું કાઢીને અમારી પાસેથી બીજી માગણીઓ કરી. ફ્રેંચ પ્રજાની સાથે મળી જઇને તમે અમારી રાજધાની કબજે કરી અને કોઇ પણ યુરોપની પ્રજાની પાસેથી જે શરતો માગવાની તમારી હિંમત પણ ન ચાલે

તે તમે અમારી પાસેથી લીધી. અમે તે સ્થિતિને પરાણે શરણ થયા. અમે હથિયારબંધ પ્રજા ન હતા, પણ શું તમે એમ માનો છો કે એથી અમને જેવો તેવો જખમ લાગ્યો હશે? વળી આ બનાવ પછી યુરોપનાં બધાં મોટાં રાજ્યે અમારી નબળાઈ જાણી અમારા મુલકમાં કંઈ ને કંઇ ભાગ પડાવી લીધો. શું તમે એમ માનો છો કે અમે તેની સામે હથિયાર લઇને ન થયા એટલે અમારી લાગણી ઓછી દુઃખાયેલી હોવી જોઇએ? જો ચીનો એ બનાવોની તવારીખ વાંચે અને સમજે તેને શું એમ નહીં લાગે કે તમે ચોર ને લુંટારાની ટોળી છો? બેશક ચોર લુટારા એ શબ્દ વાપરવા સાધારણ રીતે વધારે પડતું ગણાય, અને હું પોતે એટલે દરજ્જે માનતાં અચકાઉં છું. તમારા દસ્તાવેજો વાંચીને એટલું હું સમજી શકયો છું કે તમારૂં લુટનું કામ પણ તમે તો સારૂં જાણીને કર્યું છે.

હવે એજ બીના આપણે બીજી રીતે વિચારીએ. આપણી બેઉની તકરારમાં હુમલો કરવારમાં અગ્રેસર કોણ હતું? તમે વેપારનો નફો કરવાને ગમે તેવો જુલમ કરીને કોશિષ કરતા હતા અને તમારા વેપારને અંગે તમારો સુધારો પણ અમારા મુલકમાં દાખલ કરવા મથતા હતા. આ હાલતની સામે અમે ખૂબ પ્રયત્ન કરી અમારા રિવાજ, અમારા કાયદા અને અમારી રાજયનીતિનો બચાવ કરવા મથી રહ્યા હતા. આ બેમાં દોષ કોનો? અને તડાકુડીને વખતે જો કદાચ અમે ન્યાયની હદ ઓળંગી ગયા હોઇએ તો તે અમારો બચાવ કરવાને અંગે અમે કરેલું એટલે તેમાં જો કંઇ ખોટું થયું હોય તો તે મૂળમાં અમારી જે ખરી

સ્થિતિ હતી તેને બચાવી રાખવા થયેલું. પણ તમારૂં તો અસલ કાર્ય ખોટું હતું. એટલે તમે કોઇ પણ દરજ્જે તમારો બચાવ કરી શકતા નથી.

પુરાણી, કારણસર મગરૂર, અને સુધારામાં પોતાને અગ્રેસર માનતી પ્રજા ઉપર તમે શા હાલ પાડયા તેનો જરા વિચાર કરો. અમારી મરજી વિરૂદ્ધ તમારો વેપાર અમારાં બંદરોમાં તમે ઘુસાડયો છે. તમારી પ્રજાને વાસ્તે જે વસ્તુને અમે નાશકારક માનીએ છીએ એ તમે અમારા મુલકમાં ભાલાની અણીએ દાખલ કરી છે. તમારી પ્રજા જે અમારા મુલકમાં વસે તેને તમે જોરાવરીએ અમારા કાયદામાંથી મુક્ત રાખેલી છે. કિનારાનો બધો વેપાર તમે લઈ ગયા છો અને હવે અંદરના વેપાર ઉપર દાવો કરવા લાગ્યા છો. તમારી માગણીની સામે જયારે જયારે અમે કંઇ પ્રયત્ન કર્યો છે ત્યારે ત્યારે તમે નવા દાવા કર્યા છે, અને અમારી ઉપર નવા હુમલા કર્યા છે. આવી સ્થિતિમાંયે તમે સુધરેલી પ્રજાનો ડોળ રાખ્યો છે અને અમને જંગલી ગણી કાઢયા છે. તમારા પાદરીઓને દાખલ કરવાની તમે અમને ફરજ પાડી છે અને જયારે એ પાદરીઓએ અજ્ઞાનથી અમારા લોકોની લાગણી દુ:ખાવી છે અને તેથી જયારે અમારા લોકો તેઓની સામે થયા છે ત્યારે તમે એ હકીકતને પણ અમારી ઉપર ખળભળી કરવાનું કારણ ગણ્યું છે. આવા બનાવોને લીધે તમારો ક્રોસ* એ તમારી તલવારનો દુત છે,

* ખ્રીસ્તિ ધર્મની નિશાની જે પાદરીઓ પોતાની ડોકમાં પહેરે છે અને ખ્રીસ્તિ દેવળો ઉપર જોવામાં આવે છે.

અને તમારો ધર્મ તે તમને માત્ર લડાઇ કરવાનું સાધન છે એમ અમે માનીએ તો અમારી એવી માન્યતા કુદરતી છે.

એક ઉલટો દાખલો લઇએ. ઘડીભર માનો કે જે જખમ અમારી લાગણીને લાગ્યો તેજ જખમ ઈંગ્રેજની લાગણીને લાગ્યો હોય; વળી ધારો કે ચીનાઓએ ઇંગ્રેજનાં મુખ્ય બંદરો લીવરપુર, બ્રીસ્ટલ, અને પ્લીમથને જાણુને સારૂ કબજે કર્યાં, ચીનના રાજ્યે ઇંગ્રેજી મુલકમાં હજારો ચીના દાખલ કર્યા અને ઇંગ્રેજી કાયદાના અમલથી તેઓને મુક્ત રાખ્યા, વળી ધારો કે ઇંગ્રેજની નદી નહેરોમાં ચાલતો વેપાર ચીનાઓ ઝડપી લેવા લાગ્યા, ઈંગ્રેજી પ્રજાનો નાશ કરનાર દારૂ ચીનની પ્રજાએ ઇંગ્લાંડમાં વગર જકાતે ભાલાની અણીએ દાખલ કર્યો, ઇંગ્રેજી ધર્મની ઉપર અને ઈંગ્રેજી રીતરિવાજો ઉપર ચીનના ધર્માન્ધ પાદરીઓ ચડાઇ કરવા લાગ્યા. આ બધું તમારી પ્રજાને પરાણે સહન કરવું પડતું હોય અને એક દહાડો બળી ઉઠીને ગુસ્સાના આવેશમાં તમારા લોકો ચીનના એલચીના મહેલને જમીનદોસ્ત કરી નાખે અને જયાં દેખે ત્યાં ચીનના પાદરીને મારી નાખે તો શું તમે કે બીજા ઈંગ્રેજો તેથી આશ્ચર્ય પામશો ? અથવા ખરેખર તેમ કરનાર ઈંગ્રેજોની ઉપર ગુસ્સે થશો ? નહીંજ થાઓ. ત્યારે જે ચીના લોકોએ કર્યું છે તેની ઉપર તેવાં ખોટાં લખાણો શા સારૂ કરો છો ? તેની ટીકા કરવાનો તમને શો હક છે ? અમે જે કર્યું તેમાં શું નવાઇ ભર્યું હતું ? તમે કહેશો કે બીજી પ્રજાના એલચીનો મહેલ એ તો પ્રજાઓના કાયદા પ્રમાણે પવિ-

ત્રજ ગણાવો જોઇએ. બેશક, પણ તમારા એલચીઓને અમે કંઈ આમંત્રણ દઇને બોલાવેલા ન હતા, તે બોજો તો તમે અમારી ઉપર અમારી મરજી વિરૂદ્ધ નાખ્યો અને અમે તમારા એલચીના મહેલને હંમેશાં અમારી નામોશીની નિશાની ગણતા આવ્યા છીએ. એને વિષે અમારા મનમાં પવિત્રતાનો ભાવ કેમ રહી શકે? વળી તમે કહેશો કે અમારા લોકોએ બહુ જંગલીપણું અને ઘાતકીપણું વાપર્યું, એ પણ ખરૂં, તેને સારૂ હું દીલગીર છું. પણ કથરોટ કુંડાને શું હસે? તમે ખ્રીસ્તિ ધર્મનો ડોળ ઘાલનારા–તેની ફોજોએ શું કર્યું? અમારી રાજધાનીથી તે અમારા કિનારા સુધીની જમીન જે એક વખતે ઇંદ્રપુરી જેવી ફળદ્રુપ હતી, અને જે આજે વેરાન થઇ ગઇ છે, તે તમારી ફોજોની વર્તણુકનો જવાબ આપશે, અમારાં સ્ત્રી, પુરૂષો, અને છોકરાંઓનાં થયેલાં ખુનો તેનો જવાબ આપશે; બંડમાં સામેલ રહેલા અને તેમાં જરાએ ભાગ નહીં લેનારા બધા એકજ બંદુકથી મરેલાંઓનાં મુડદાં તેનો જવાબ દેશે. જે ક્રાઇસ્ટને તમે માનવાનો દાવો કરો છો તે ભલે તમારી અને અમારી વચ્ચે ઇન્સાફ કરે. તમે કે જેણે અમારા મુલકમાં ગુન્હાથી પ્રવેશ કર્યો અને બીજા ગુન્હા કરીને તમારા આગલા ગુન્હાનો બચાવ કર્યો, અને અમે કે જે તદન નિર્દોષ હતા તેણે તમારા ગુન્હાને અટકાવવા સારૂ આવેશમાં આવી જઇને ગુન્હો કર્યો, આવા આપણે બે, તેમનો ન્યાય માણસ જાતના મિત્ર તમારા ક્રાઇસ્ટને અમે સોંપીએ છીએ.

હવે હદ થઇ. થઇ ગયેલું તાજું કરવા હું ઇચ્છતો નથી. અહીં મેં તેની યાદી લીધી છે. તેનો હેતુ એ છે કે ભવિષ્યમાં

આપણે શું કરવું તે તેમાંથી શીખીએ. થઇ ગયેલી બીનાઓ ઉપર તમે વિવેક દૃષ્ટિથી વિચાર નહીં કરો, જેમ તમારા સુધારાને જંગલી ગણવાનો અમને હક નથી તેમ અમારા સુધારાને જંગલી ગણવાનો તમને હક નથી એવું નહીં માનો, અમારા રીતરિવાજ અને કાયદાઓને માન નહીં આપો, જે વર્તણુંક યુરોપની પ્રજાઓ તરફ તમે ચલાવશો તેવી અમારી તરફ નહીં ચલાવો ત્યાં સુધી આપણી વચ્ચે સુલેહ થવાની આશા છોડી દેવાની છે. મહા સ્વદેશાભિમાની પ્રજાને તમે ડંખ દીધો છે. ન્યાયી અને સાચા માણસોને દુભવ્યા છે. ભૂતકાળમાં તમે તે અજાણપણે કર્યું એમ માની લઇશું. હવે એવું બહાનું તમારે માટે નથી રહ્યું. અમને સમજતાં શીખો અને તેમ કરતાં તમે તમને પોતાને વધારે સમજશો. આવી સમજુતી થાય એ હેતુ આ લેખો લખવાનો છે. તમારૂં મન મેં દુખવ્યું હોય તો હું દીલગીર છું. પણ જો તેમ થયું હોય તો તમારૂં મન દુખવનાર હું નથી. પણ મારૂં સત્ય કથન છે; એટલે મારે માફી માગવાપણું રહેતું નથી. અને હું માફી માગતો પણ નથી.

( સમાપ્ત. )

---

સુરત લીમડાચોકમાં આવેલા "દેશી મિત્ર" પ્રેસમાં

મગનલાલ વનમાળીદાસે છાપી.

# ઉપયોગી પુસ્તકો.

૧. **સ્વરાજ્ય કીર્ત્તનઃ**—ઉત્તમમાં ઉત્તમ દેશભક્તિનાં કાવ્યોનો સંગ્રહ. પૃ૦ ૪૮ ક્રાઉન સોળપેજી કિંમત ૦–૨–૦. સભાઓમાં, સરઘસોમાં અને શાળાઓમાં આ પુસ્તકમાંનાં કીર્તનો બહુ હોંસથી ગવાય છે.

૨. **બાલપ્રાર્થનાઃ**—૩૩ પ્રાર્થનાઓનો સંગ્રહ. (પાંચમી આવૃત્તિ). પૃ૦ ૬૪ બત્રીસપેજી કિં. ૦–૧–૩.

૩. **હૃદયમંથનઃ**—દેશભક્તિ, સત્યાગ્રહ, સેવા, સાહિત્ય, અને ગોપજીવનને લગતાં કાવ્યો. (શ્રીયુત કનૈયાલાલ માણેકલાલ મુનશીની પ્રસ્તાવના સાથે) પૃ૦ ૭૦ ક્રાઉન સોળપેજી. કિં. ૦–૬–૦ કપડાની પટી ૦–૮–૦ પાકું પૂઠું ૦–૧૨–૦

૪. **ગોપકાવ્યોઃ**—સદ્ગત સાક્ષર શ્રી રણજીતરામ વાવાભાઈની પ્રસ્તાવના સાથે. આ પુસ્તક ગુજરાત વિદ્યાપીઠે ટેક્સ્ટ તરીકે અને અંગ્રેજી તથા વડોદરા રાજ્યના કેળવણીખાતાએ શાળાઓમાં ઇનામ, લાયબ્રેરી માટે મંજુર કર્યું છે. ઉપયોગી સુધારા વધારા સાથેની બીજી આવૃત્તિ છપાય છે. પૃ૦ ૧૭૫ કિં. ૦–૮–૦

**શ્રીરામચરિતામૃતઃ**—એક હજાર લીટીમાં રામાયણ—આ કાવ્ય પાંચમી ગુજરાતી સાહિત્યપરિષદે પહેલા નંબરના ઇનામી કાવ્ય તરીકે પસંદ કર્યું છે. પૃ૦ ૯૨ સોળપેજી. કિં. ૦–૬–૦

૬. **લોકગીતોઃ**—સંગ્રાહક સદ્ગત સાક્ષર શ્રી રણજીતરામ વાવાભાઈ. ૧૨૫ લોકગીતોનું આ પુસ્તક સ્વ. રણજીતરામ સ્મારક સમિતિ—સુરત તરફથી બહાર પડે છે. એની પ્રસ્તાવના કવિશ્રી ન્હાનાલાલ લખનાર છે. પૃ૦ સુમારે ૧૬૦ કિંમત ૦–૮–૦.

તા૦ ક૦:—પુસ્તકોનું ટપાલ ખર્ચ જૂદું સમજવું.

**પુસ્તક મળવાનાં ઠેકાણાં.**

સ્વદેશી વસ્તુ ભાંડાર,
લીમડાચોક, સુરત.

સ્વરાજ્ય આશ્રમ,
પાટીદાર વિદ્યાર્થી આશ્રમ } નાનપુરા સુરત.